॥ श्रीवल्लभः ॥

દશદિગન્તવિજયી વાદિદિગ્ગજકેસરી જગદ્ગુરુ ગોસ્વામી

# શ્રીપુરુષોત્તમજી મહારાજનું ચરિત્ર

તથા

# વિષ્ણુદ્રોહીઓને પડકાર.

ભારતેન્દુ બાબુ હરિશ્ચન્દ્રલિખિત
'વૈષ્ણવતા અને ભારતવર્ષ' એ લેખ તથા
ગુર્જરકવિસમ્રાટ્ કવિશ્રી દયારામભાઇના
હરિહરાદિસ્વરૂપતારતમ્યગ્રંથસમેત

લેખકઃ શ્રીયુત હરિશંકર ઓંકારજી શાસ્ત્રી
મીમાંસક અને વેદાન્તવિશારદ.

શ્રીપુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભા તથા સદ્ગત શેઠ હરજીવનદાસ
પુરુષોત્તમદાસના ફંડના ટ્રસ્ટી સાહેબોની સહાયતાથી.

પ્રકાશકઃ—શુદ્ધાદ્વૈતકાર્યાલય,

સં. ૧૯૮૫. ૧૭૪૮, રાજામહેતાની પોળ,—અમદાવાદ. પ્રતિ ૪૦૦૦.

ન્યોછાવર ચાર આના.

શ્રી કૃષ્ણલાલ પ્રી. પ્રેસમાં શાહ મોગાભાઇ મંગળદાસે છાપ્યું, ઠે૦ પાંચકૂવા—અમદાવાદ.

# श्रीपुरुषोत्तमजी.*

## અઢારમી સદીના એક મહાન્ આચાર્યશ્રી.

(લેખક—રા. રા. હરિશંકર ઓંકારજી શાસ્ત્રી, મીમાંસક, વેદાન્તવિશારદ.)

**વેદાંતદર્શનની ઉત્તમતા**—સંસ્કૃત સાહિત્યમાં દર્શનશાસ્ત્રોનું પ્રાધાન્ય છે. દર્શન ગ્રન્થો જેટલા સંસ્કૃત ભાષામાં ઉપલબ્ધ થાય છે, તેટલા અને તેવા પ્રૌઢ ગ્રન્થો દુનિઆની કોઇ પણ ભાષામાં ભાગ્યેજ પ્રાપ્ત થશે. આ વિષયમાં બધાએ ઇતિહાસકારો ઐકમત્ય દાખવે છે. દર્શનશાસ્ત્રોમાંએ, વેદાન્તદર્શનજ મુખ્ય છે. જો સંસ્કૃત સાહિત્યમાંથી (આધુનિકોના કહેવા પ્રમાણે) વેદાન્તદર્શનને જૂદું કરવામાં આવે તો ઉત્તમાંગને–મસ્તકને શરીરથી પૃથક્ કરવા જેવું અઘટિત અને વિવેકશૂન્ય કાર્ય થાય. વેદાન્તદર્શન સંસ્કૃત વાઙ્મયનું ઉત્તમાંગ છે. ભારતીય પણ્ડિતો વેદાંતનો વિચાર હજારો વર્ષથી કરતા આવ્યા છે. માનવ વિચારશક્તિની પરાકાષ્ઠાજ વેદાન્તવિચારમાં સમાયલી છે. ભારતીય પણ્ડિતો જેઓ આ વિષયમાં સૂક્ષ્મતમ વિચાર કરે છે, તેવો વિચાર અન્ય ભાષાના પણ્ડિતોએ કર્યોજ નથી એમ કહેવામાં આવે તો, તેમાં લેશ પણ અતિશયોક્તિ નથી. વેદવ્યાસે વેદાન્તસૂત્રોમાં પૂર્વાચાર્યોના મતોનો ઉલ્લેખ કર્યો છે; તે ઉપરથી જણાય છે કે વેદાન્તસૂત્રો પ્રકટ થયા તે પહેલાં પણ ભારતવર્ષમાં આ વિષયનો વિચાર કરાયો છે.

**મતભેદ**—કહેવાય છે કે શંકરાચાર્ય પછી વેદાન્તસિદ્ધાંતમાં મતભેદ પડયા અને પરિણામે રામાનુજાદિ સંપ્રદાયો સ્થપાયા. સામ્પ્રદાયિક મતભેદ અને ઉપાસનાના વિષયમાં આ આચાર્યોએ પણ સૂક્ષ્મતમ વિચાર કર્યો છે. ઈશ્વરોપાસનના જે વિષયમાં જે સામ્પ્રદાયિક મતભેદો અસ્તિત્વ ધરાવે છે, અને તે વિષયોના જે વાદગ્રન્થો લખાયા છે તેનું અધ્યયન અને મનન કરવાથી સુરસરસ્વતીના અનન્ય સેવકો કોઇક અનેરો અનિર્વચનીય આનન્દાનુભવ કરે છે. આ આનંદનો ગન્ધ પણ અન્ય ભાષાના પણ્ડિતોને ભાગ્યેજ પ્રાપ્ત થતો હશે.

**કલહપ્રિયોની મૂર્ખતા**—આ પ્રકારનો વાણીનો વિલાસ શ્રીરામાનુજાદિ શ્રીવાલ્લભાન્ત અને શૈવશાક્તાદિ વાદગ્રન્થોમાં મોજુદ છે. પરંતુ આ વાદગ્રન્થોમાં વાસ્તવિક સિદ્ધાન્તો તેના મર્મજ્ઞોનેજ જ્ઞાત હોય છે, અને અન્યને ક્વચિત્ તિરોહિત રહે છે. તેના પરિણામે પારસ્પરિક સામ્પ્રદાયિક કલહો પ્રારંભાય છે. વિદ્વાનો વાસ્તવિક સ્થિતિનો વિચાર કરે છે, અને અન્ય લેભાગુઓ નિજ અલ્પજ્ઞતાને લીધે તેના વિદ્વદ્ભોગ્ય સાહિત્યને કલહનું સ્વરૂપ અર્પે છે. ફલતઃ એ સમ્પ્રદાયોમાં અથડામણ થઇને નિન્દ્ય આક્ષેપો પણ શરૂ થતા જોવામાં આવે છે. સામ્પ્રદાયિક મતભેદોનું મર્મ વિદ્વાનો જાણે છે, અને પણ્ડિતંમન્યો તેને કલહ કહે છે. દોષ વસ્તુનો નથી, જોનારનો છે. અત્યારે કેટલાક શૈવંમન્યોએ આવા વિદ્વદ્ભોગ્ય વિનોદને કલહમાં ફેરવી નાંખ્યો છે. ચન્દ્ર જગત્‌ને આલ્હાદક લાગે છે, તેમ કોઇને–દદનિ–અંગારા જેવો પણ દેખાય છે.

---

*પ્રહસ્તવાદ સાથે પ્રકટ થયેલા લેખમાં સુધારો વધારો કરીને અત્રે પ્રકટ કર્યો છે.




આપશ્રીના પિતૃચરણ શ્રીપીતામ્બરજી અને બ્રહ્મસમ્બન્ધ કરાવનાર ગુરુ શ્રીકૃષ્ણચન્દ્રજી હતા. શ્રીવ્રજરાજજી આપશ્રીના પિતૃવ્ય (કાકા) થાય. શ્રીવ્રજરાજજીએ સુરતમાં શ્રીબાલકૃષ્ણજીને (કાંકરોલીથી) પધરાવી મન્દિર સિદ્ધ કરાવ્યું હતું અને એમની જ કૃપાથી શ્રીપુરુષોત્તમજીને શ્રી-બાલકૃષ્ણ પ્રભુની સેવા પ્રાપ્ત થઇ હતી આ વાર્તા આપશ્રીએ ભાષ્યપ્રકાશમાં નીચે મુજબ વર્ણવી છે.

तत्पुत्रान् सह सूनुभिर्निजगुरुन् श्रीकृष्णचन्द्राह्वयान्, भक्त्या नौमि पितामहं यदुपतिं तातं च पीताम्बरम् ।

वन्दे श्रीव्रजराजमन्वयमणिं यद्रोचिषा मादृशो–प्यासीन्मूर्ध्नि कृपापरः प्रभुवरः श्रीबालकृष्णः स्वयम् ॥

**અઢારમી સદીમાં આક્રમણ**—કેટલીએ વાર એમ પણ બને છે કે વિદ્વાનો માયા-મોહિત થઇ જાય છે, ત્યારે તેઓ પણ વિનોદને કલહનું સ્વરૂપ આપે છે. આવોજ એક બનાવ ઇતિહાસના પૃષ્ઠો ઉપર, વિક્રમની અઢારમી શતાબ્દિમાં થયલો દષ્ટિપથ થાય છે. અપ્પય્ય દીક્ષિત નામના એક શૈવ પણ્ડિતે રામાનુજ અને મધ્વ સમ્પ્રદાયો ઉપર હુમલો કર્યો હતો. તેણે પોતાના મામા તાતાચાર્ય પર જ આક્રમણ કર્યું હતું. તાતાચાર્ય પોતે વૈષ્ણવ હતા, તેથી તેમને ચીડવવા માટે અપેયદીક્ષિતે "**શિવતત્ત્વવિવેક**" નામનો ગ્રંથ લખ્યો. અને તદ્દ્વારા અપસિદ્ધાંતોનો પ્રચાર કરીને શૈવ અને વૈષ્ણવોમાં કલહ ઉત્પન્ન કર્યો. તેમજ શાસ્ત્રની ચર્ચાનું બહાનું કરી ઇશ્વરનીએ નિન્દા કરવાનું ઘૃણિત અને અનાર્યોચિત કાર્ય કર્યું. અઢારમી સદીના એક કહેવાતા દિગ્ગજ વિદ્વાને આવું કાર્ય કર્યું તે અત્યન્ત શોચનીય છે. જો કે તે સમયેજ રામાનુજાદિ વૈષ્ણવ સમ્પ્રદાયો તરફથી પણ '**શૈવમતવિધ્વંસ**' અને '**દુરૂહચપેટિકા**' વગેરે અનેક ગ્રન્થોદ્વારા તેનું ખંડન કરવામાં આવ્યું હતું. આ કલહ દ્રાવિડ અને તૈલંગ બ્રાહ્મણોમાં શરૂ થયો અને તેના પડઘા ઉત્તર હિન્દુસ્થાન અને ગુજરાત કાઠીઆવાડ સુધી પડયા. આપણા સમ્પ્રદાયે પણ આ ધાર્મિક વિવાદમાં બહુ ફાળો આપ્યો છે. શૈવમતવિધ્વંસ અને દુરૂહચપેટિકા વગેરે ગ્રન્થોથી ઉચ્ચ કક્ષાનું સાહિત્ય દશદિગ્વિજયી ગો. શ્રીપુરુષોત્તમચરણે પૂરૂં પાડયું હતું. આપશ્રી **પ્રહસ્તવાદ** અને પણ્ડિતકર-ભિન્દિપાલવાદમાં શૈવમતનું ચૂર્ણશઃ ખણ્ડન કર્યું છે. આ બે ગ્રન્થોદ્વારા આપશ્રીએ એક પ્રકારના અતિઅધઃપતનથી જગતને બચાવ્યું છે. (યદ્યપિ તત્પૂર્વેજ મઠપતિ જયગોપાલ ભટ્ટજીએ "**બહિર્મુખમુખધ્વંસ**" નામનો વાદ ગ્રન્થ લખ્યો હતો, અને તેનું સ્થાન વાદ ગ્રન્થોમાં શ્રેષ્ઠ છે, તથાપિ) આ બે ગ્રન્થોદ્વારા શૈવ અને વૈષ્ણવ મતોનું સુન્દર રીતે પૃથક્કરણ થયું છે. તેમાંએ **પ્રહસ્તવાદ**

## રૂપ મહાન્ વાદ ગ્રન્થ તો અપેયદીક્ષિતના શિવતત્ત્વવિવેકનું ખંડન કરે છે.

**શ્રીમત્પુરુષોત્તમજી મહારાજશ્રી**—શુદ્ધાદ્વૈત અખણ્ડબ્રહ્મવાદના સંસ્થાપક અખણ્ડ-ભૂમણ્ડલાચાર્ય ચક્રવર્તી શ્રીમદ્વલ્લભાચાર્યજી મહાપ્રભુજીના દ્વિતીય કુમાર ગોસ્વામી શ્રીવિઠ્ઠલ-નાથજી (શ્રીગુસાંઇજી) ના પરમ પુનિત વંશમાં આપશ્રીનું પ્રાકટ્ય સંવત ૧૭૨૪ના ભાદ્રપદ શુક્લ એકાદશીના દિને શ્રીમદ્ગોકુલમાં થયું. આપશ્રીની વંશાવલી બીજા પૃષ્ઠ પર છે.

**વિદ્યાભ્યાસ અને ગ્રન્થપ્રણયન**—શ્રીમત્પુરુષોત્તમજીમહારાજના અગાધ પાણ્ડિત્યના સમ્બન્ધમાં નીચેની આખ્યાયિકા પ્રસિદ્ધ છે. શ્રીપુરુષોત્તમજી મહારાજ સાત વર્ષના બાળક હતા તે સમયે અપ્પય્યદીક્ષિત સૂરતમાં આવ્યા, અને તેમણે શુદ્ધાદ્વૈતમતાનુયાયી વૈષ્ણવોને શૈવમતનો ઉપદેશ આપવો શરૂ કર્યો, અને કહેવરાવ્યું કે શુદ્ધાદ્વૈતના આચાર્યો શાસ્ત્રાર્થ કરવા તૈયાર થાય. મહારાજશ્રી બાલક હતા, તથાપિ માતૃચરણે જવાબમાં એ અપેયદીક્ષિતને કહ્યું કે ત્રણ દિવસ પછી મારા બાલક શાસ્ત્રાર્થ કરશે, અને તેજ ક્ષણે બાલકને શાસ્ત્રાર્થ માટે સજ્જ થવાનું ફરમાવ્યું, માતૃચરણની આજ્ઞા સાંભળીને પોતે ભોંયરામાં પધાર્યા. ત્યાંજ શ્રીબાલકૃષ્ણજીને પધરાવીને શ્રીમહાપ્રભુજીની સમીપ સર્વોત્તમ-સ્તોત્રનો પાઠ શરૂ કીધો. ત્રણ દિવસ સુધી અખણ્ડ જપ ચાલુ રહ્યો. (કોઇ કહે છે કે

ત્રિવિધનામાવલીનો પાઠ કર્યો.) ચોથે દિવસે શ્રીબાલકૃષ્ણજી અને શ્રીમહાપ્રભુજીએ સાક્ષાત્કાર કરાવીને વિદ્યાદાન આપ્યું. આ આખ્યાયિકાના પુરાવામાં આ ભાષ્યપ્રકાશની સમાપ્તિનું મંગળાચરણ રજુ કરવામાં આવે છે. આ જનશ્રુતિમાં આંશિક સત્ય તો છેજ. વળી આ મંગળાચરણ ઉપરથી એમ પણ સિદ્ધ થાય છે કે શ્રીપુરુષોત્તમજીમહારાજના સમયમાં સામ્પ્રદાયિક ગ્રંથોનાં પઠનપાઠન પણ નિવૃત્ત થયાં હતાં. તે શ્લોકો નીચે મુજબ છે—

क्रीडन् श्रीबालकृष्णः परमकरुणया मन्मनः प्रेरयित्वा
भाष्यार्थं योऽतिगूढं प्रकटितमकरोत् सम्प्रदाये निवृत्ते।
तं नित्याकुण्ठशक्तिं वृतनिखिलनिजाज्ञानसंसारहारम्
स्मृत्वा स्मृत्वोपकारं प्रमुदितमुदितः स्वप्रभुं सन्नमामि ॥
मायावादादिवादैर्व्यवहितमिव तं ब्रह्मवादं प्रकाश्य
श्रीमत्कृष्णाज्ञया तद्रतिपथ उदितो दैवजीवावनार्थम् ।
यैस्तान् श्रीकृष्णरूपान् प्रथितगुणगणान् श्रीमदाचार्यवर्य्यान्
ध्यायंध्यायं नमामि स्वहितमवहितस्तत्कृपादृष्टिवृष्ट्या॥

આ ઉપરથી જ્ઞાત થાય છે કે શ્રીમત્પુરુષોત્તમજીમહારાજને શ્રીબાલકૃષ્ણપ્રભુ અને શ્રીમહાપ્રભુજીની કૃપાથી અગાધપાણ્ડિત્ય પ્રાપ્ત થયું હતું. આપશ્રી નિખિલ વિદ્યાપારંગત થયા.

શ્રીપુરુષોત્તમજી મહારાજ ઉપર બે ગોસ્વામીશ્રીનો વિશેષ ઉપકાર થયો છે. (૧) શ્રી વ્રજરાજજી અને (૨) શ્રીકૃષ્ણચન્દ્રજી. શ્રીવ્રજરાજજીની કૃપાથી શ્રીબાલકૃષ્ણપ્રભુનું સ્વરૂપ પ્રાપ્ત થયું; અને શ્રીકૃષ્ણચન્દ્રજી પાસેથી સમ્પ્રદાયનું મર્મ મળ્યું. આપ શ્રીએ પિતૃચરણ શ્રીપીતામ્બરજી અને પિતામહ શ્રીયદુપતિજીના નામથી પણ ગ્રન્થો રચ્યા છે. ગોલોકવાસી તેલીવાલાનું મત છે, કે શ્રીપુરુષોત્તમજી મહારાજે શ્રીકૃષ્ણચન્દ્રજી મહારાજના નામથી ' ભાવપ્રકાશિકા' પ્રકટ કરી હતી. વિચાર કરતાં તેલીવાલાનું મત યથાર્થ જણાય છે. કારણ કે ભાષ્યપ્રકાશમાં જે લેખનશૈલી અને તુલનાત્મક વિચારપદ્ધતિ આદરી છે, તેજ શૈલી અને પદ્ધતિ ભાવપ્રકાશિકા વૃત્તિમાં પણ દષ્ટિપથ થાય છે. કિંબહુના કેટલાક સ્થલોમાં તો ભાષ્યપ્રકાશની પંક્તિઓ અક્ષરશઃ ઉદ્ધૃત કરેલી છે. શ્રીપુરુષોત્તમજીમહારાજે નવલક્ષ શ્લોક પૂર સાહિત્ય સંસ્કૃતભાષાને અર્પણ કર્યું છે, આપશ્રીના ગ્રન્થોની સૂચી નીચે મુજબ છેઃ—

## શ્રીપુરુષોત્તમજીએ રચેલા ગ્રંથો.

**ટીકાગ્રન્થો**—૧. તત્ત્વાર્થદીપનિબંધપ્રકાશાવરણભંગ, ૨. પૂર્વમીમાંસાભાષ્યવિવરણ, ૩. શ્રીમદણુભાષ્યપ્રકાશ, ૪. શ્રીસુબોધિનીપ્રકાશ; ૫ થી ૨૦ શ્રીમહાપ્રભુજીના ષોડશ ગ્રંથો પર સોળ ટીકાઓ, ૨૧. પત્રાવલંબનટીકા. ૨૨. વિદ્વન્મંડનસુવર્ણસૂત્ર, ૨૩ ભક્તિહંસવિવૃતિ, ૨૪. ભક્તિહેતુનિર્ણયવિવૃતિ, ૨૫. ન્યાસાદેશવિવૃતિ, ૨૬ ગાયત્રીકારિકાવિવૃતિ, ૨૭ શ્રીસર્વોત્તમસ્તોત્રટીકા, ૨૮. શ્રીવલ્લભાષ્ટકવિવરણ, ૨૯. સ્ફુરત્કૃષ્ણપ્રેમામૃતટીકા, ૩૦. દ્વાત્રિંશદપરાધક્ષમાપનટીકા. **સ્વતંત્ર ગ્રંથો**—છાન્દોગ્ય આદિ બાવન ઉપનિષદો ઉપરનાં ભાષ્યો, (૩૧ થી ૮૨ સુધી) ૮૩ પ્રસ્થાનરત્નાકર ૮૪ દ્રવ્યશુદ્ધિ ૮૫ અધિકરણમાલા, ૮૬ ભાવપ્રકાશિકા. ૮૭ થી ૧૦૦ પ્રહસ્તવાદ આદિ ચોવિશ વાદ ગ્રંથો.

**અન્ય ગ્રંથો**—આ ગ્રન્થો ઉપરાંત પણ અનેક ગ્રન્થોનાં નામ સાભળવામાં આવે છે. ઉપર જણાવેલા ગ્રંથોમાં ઉપનિષદોપર જુજ સાહિત્ય મલે છે, અને બીજું મોટે ભાગે જે ઉપલબ્ધ થાય છે તેટલાંના નામ ઉપરની સૂચીમાં દાખલ કર્યાં છે. શોધખોળ કરવાથી અન્ય ગ્રન્થો પણ પ્રાપ્ત થાય તેવો સંભવ છે. ઉપર જણાવેલા ગ્રન્થોમાં પૂર્વમીમાંસાના ભાવાર્થપાદભાષ્યનું વિવરણ નિજ પિતામહ શ્રીયદુનાથજીના નામથી પ્રસિદ્ધ કર્યું છે. પુષ્ટિ-પ્રવાહમર્યાદાભેદની ટીકા અને શાસ્ત્રાર્થપ્રકરણનો આવરણભઙ્ગ પિતૃચરણ શ્રીપીતામ્બરજીના નામથી લખ્યો છે. તેમજ ભાવપ્રકાશિકાવૃત્તિ શ્રીકૃષ્ણચન્દ્રજીના નામથી પ્રસિદ્ધ છે.

**શ્રીગોપીનાથજીને નમન**—સામ્પ્રદાયિક સાહિત્યનાં અવલોકનથી સ્પષ્ટપણે સમજાય છે કે શ્રીગુસાંઇજીનો કૃષ્ણદાસ અધિકારી સાથે ઝઘડો થયા પછી શ્રીગોપીનાથજીના વહુજી પોતાના લાલજી શ્રીપુરુષોત્તમજીને પધરાવીને દક્ષિણમાં ચાલ્યાં ગયાં, અને પોતાની સાથે કેટલુંક સામ્પ્રદાયિક સાહિત્ય પણ લઇ ગયાં, ત્યારથી શ્રીગુસાંઇજી અને તેમના વંશને આચાર્યચરણનો વારસો પ્રાપ્ત થયો. શ્રીગોપીનાથજી સમ્પ્રદાયમાં નામશેષ રહી ગયા. કોઇપણ ગ્રન્થકારે શ્રીગોપીનાથજીને નમન કર્યું છે એમ જોવામાં આવ્યું નથી, તથાપિ શ્રીપુરુષોત્તમજી ભાષ્યપ્રકાશમાં તેમને નમન કરે છે, અને "તેજોરાશિ" તથા "દયાર્ણવ" વિશેષણ વાપરીને તેમની મહત્તા પ્રકટ કરે છે. શ્રીગોપીનાથજી શ્રીગુસાંઇજીના જ્યેષ્ટ બંધુ થાય. તેથીજ શ્રીગુસાંઇજીની પહેલાં શ્રીગોપીનાથજીને નમન કર્યું છે.

**લેખનશૈલી**—ભાઇ વસંતરામ શાસ્ત્રી અને ગોલોકવાસી તેલીવાલા જેવા સદ્વૈષ્ણવોની કૃપાથી મને શ્રીપુરુષોત્તમજીના નિજ હસ્તાક્ષરે લખાયલા અનેક ગ્રન્થોનાં દર્શનનો લાભ મળ્યો છે. પ્રહસ્તવાદ, શ્રીસુબોધિનીકારિકા, ભાષ્યપ્રકાશાદિ આપશ્રીના નિજ હસ્તાક્ષરે લખેલા અનેક ગ્રન્થો વાંચવાનો પ્રસંગ તેલીવાલાદ્વારા મને પ્રાપ્ત થયો છે.

શ્રીપુરુષોત્તમજી મહારાજની લેખનશૈલી અત્યંત પ્રામાણિક છે. આજે આપણે પાશ્ચાત્યોમાં જે તુલનાત્મક લેખનપદ્ધતિ જોઇએ છીએ તેજ પદ્ધતિનો સમાશ્રય ત્રણસો વર્ષ પૂર્વે ભારતીય પંડિતો કરતા. પાશ્ચાત્યોની તુલનાની અપેક્ષા શ્રીપુરુષોત્તમજીમહારાજે કરેલી તુલના અત્યંત પ્રામાણિક છે. ભાષ્યપ્રકાશ જે પદ્ધતિથી લખાયો છે, તે પદ્ધતિએ લખેલા ગ્રન્થો સંસ્કૃત સાહિત્યમાં ક્વચિત્ જ દેખાય છે. તુલનાત્મક પદ્ધતિએ લખાયલો બૃહત્ગ્રન્થ ભાષ્યપ્રકાશ જેવો અન્ય કોઈ દૃષ્ટિપથ થયો નથી.

**વિરામચિહ્નાદિ**—કહેવાય છે કે અંગ્રેજોના સહવાસ પછી ભારતીય લેખન-પદ્ધતિમાં વિરામચિહ્નો દાખલ થયાં. પરંતુ આ વાર્તા શ્રીપુરુષોત્તમજીના નિજ હસ્તાક્ષરે લખાયલા ગ્રન્થોનાં દર્શનથી મિથ્યા ઠરે છે. પ્રાચીન વિદ્વાનોએ પણ વિરામ ચિન્હોનો યથેચ્છ ઉપયોગ કર્યો છે, જ્યાં અલ્પવિરામની આવશ્યકતા જણાતી ત્યાં એક બિન્દુ (०) કરતા. પૂર્ણવિરામની જગ્યાએ એક ઉભી રેષા (।) અને પેરાની જગાએ બે ઉભી રેષાઓ (।।) કરતા હતા. જે અક્ષર કેપીટલ કરવો હોય તેને ગેરૂવડે રંગતા, અને જો કોઇ અક્ષર ઓછો કરવો હોય તો ત્યાં હરતાલનો ઉપયોગ કરતા જણાય છે. અથવા તે ભાગ ઉપર કાગળની કાપલી ચોડેલી હોય છે. કોઇ સ્થલે ફેરફાર કરવો હોય અથવા નોટ લખવી હોય તો તે સ્થળે બે આડી રેષાઓ (=) કરીને નીચે માર્જીનમાં લખતા અને ગ્રન્થસ્થ પંક્તિનો અંક ત્યાં લખતા.

**ભાષાજ્ઞાન**—ભિન્ન ભિન્ન ભાષા વિષે આપશ્રીનું એવું ઉત્તમ જ્ઞાન હતું કે શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીહરિરાયજી આદિની ભાષા પોતે ઓળખી કાઢતા. શ્રીમહાપ્રભુજીના પ્રત્યેક ગ્રન્થ ઉપર આપશ્રીની ટીકા વિદ્યમાન છે. સમ્પ્રદાયમાં એ વાર્તા પ્રસિદ્ધ છે કે જે ગ્રન્થ ઉપર શ્રીપુરુષોત્તમજી મહારાજની ટીકા ન હોય તે ગ્રન્થ શ્રીમહાપ્રભુજીનો નથી એમ સમજવું! 'ભગવત્પીઠિકા' નામનો ગ્રંથ શ્રીમહાપ્રભુજીનો છે કે નહિ આ વિષયમાં સાંપ્રદાયિકોમાં મતભેદ દેખાય છે. આ ગ્રન્થ શ્રીમહાપ્રભુજીકૃત નથી એમ કહેનારા પણ્ડિતો ઉપરની લોકોક્તિને પ્રમાણત્વે આગળ ધરે છે.

**લેખવાળા તરીકે પ્રખ્યાત**—આપશ્રીનો લેખનવ્યવસાય અધિક હોવાથી સમ્પ્રદાયમાં પોતે **લેખવાળા શ્રીપુરુષોત્તમજીનાં** નામથી પ્રસિદ્ધ થયા છે. લેખનવ્યવસાય વિશેષ હોવા છતાં પણ સમકાલીન અન્ય ગોસ્વામી બાલકોની અપેક્ષાએ પોતે સેવા કે પ્રમેયાત્મિકા ભાવનામાં પણ ઉચ્ચ સ્થાન ભોગવતા હતા સેવામાં પ્રવીણ હોવાથી તેમજ પ્રતિભાસમ્પન્ન વિદ્વાનોમાં શ્રેષ્ઠ હોવાથી તાત્કાલિક ગોસ્વામી બાલકોમાં સૌથી વિશેષ સન્માન આપશ્રીએ પ્રાપ્ત કર્યું હતું, અને તેથીજ કેટલાક જ્ઞાતિબંધુઓ તથા અનભિજ્ઞ અનુયાયીઓ આપશ્રીનો દ્વેષ કરતા ક્વચિત્ દેખાતા હતા. દ્વેષને લીધે કેટલાક લોકો આપશ્રીને **"વેદપશુ"** પણ કહેતા. આવા શબ્દપ્રહારો થયા કરતા હોય તથાપિ આપશ્રી તેની કાંઇ પણ દરકાર કરતા નહિ. શ્રીપુરુષોત્તમજીમહારાજનું નામ ઇતિહાસના પૃષ્ઠોપર સુવર્ણાક્ષરે અંકિત થયું છે, અને વેદપશુ કહી દ્વેષ કરનારાઓને સંસારે પોતાના સ્મૃતિપટલમાંથી દૂર ખસેડી દીધા છે. તેમનાં નામ ક્યારનાએ ભુંસાઇ ગયાં છે. આપશ્રીનો સમય અયશઆરામ, નિન્દાસ્તુતિમાં નહિ, પણ વિદ્યા ભગવત્સેવામાંજ વીતતો હતો.

**દિગ્વિજય**—શ્રીમત્પુરુષોત્તમજી મહારાજની સાથે પ્રત્યેક સંપ્રદાયના દિગ્ગજ પંડિતો રહેતા હતા. આ પંડિતો સ્વ સ્વ સંપ્રદાયના વિશેષજ્ઞ હોવા ઉપરાંત પ્રત્યેક શાસ્ત્રના પારંગત હતા, પોતે આ પણ્ડિતો સાથે શાસ્ત્રાર્થ કરીને નિજમતની દરેક રીતે પરીક્ષા કર્યા પછીજ ગ્રંથમાં દાખલ કરતા. પોતે ભારતવર્ષના પ્રત્યેક પ્રાંતમાં પધારીને તથા પ્રાંતના વિદ્વાનો સાથે શાસ્ત્રાર્થ કરી વિજયપત્રો પણ મેળવ્યાં હતાં. અમારા સાંભળવા પ્રમાણે ચીખલીના કોઇ વાણીઆ વૈષ્ણવના પૂર્વજો શ્રીપુરુષોત્તમજીમહારાજની સેવામાં રહેતા તેમની પાસે તે સમયના દિગ્વિજયનું વર્ણન અને વિજયપત્રોની નકલો છે. જો આ વાર્તા સત્ય હોય તો અમે તે વૈષ્ણવ કુટુમ્બને વિજ્ઞપ્તિ કરીએ છીએ કે તે બધા પત્રો અમને પ્રકટ કરવા માટે આપે. આથી આપણા સંપ્રદાયનો એક ઉત્તમ ઇતિહાસ જનસમાજની સમક્ષ રજુ કરી શકાશે. (શ્રીપુરુષોત્તમજી મહારાજનું અનુકરણ કરીને કાશીવાળા શ્રીગિરિધરજી મહારાજે પણ અનેક સ્થલે શાસ્ત્રાર્થ કરીને વિજયપત્રો મેળવ્યાં હતાં. આ વિજયપત્રો આપણા સમ્પ્રદાયના નિડર સૈનિક શ્રીયુત વસંતરામભાઇએ રાજનગરસ્થ ગો. શ્રીમધુસૂદનલાલજી મહારાજશ્રી પાસે જોયાં હતાં. તે પણ પ્રકટ કરવાની જરૂર છે.) આપશ્રી પરદેશ પધારતા ત્યારે પુસ્તકોનાં ગાડાં પણ સાથે રહેતાં.

**પ્રમાણવાદી અને ભાવનિષ્ઠ**—આપશ્રી અનેક સ્થલે પધાર્યા છે, છતાં શ્રીગોકુલનાથજી તથા શ્રીહરિરાયજીની બેઠકો જેમ સુરક્ષિત છે, તેમ શ્રીપુરુષોત્તમજી મહારાજની બેઠકો નથી. તેનું કારણ એમ લાગે છે કે આપશ્રી પ્રમાણવાદી હતા તેથી આપશ્રીના

અનુયાયીઓમાં વિશેષ ભાવુકતા ન હોય, અને મારી દૃષ્ટિએ આજ કારણથી ભાવનાના પણ્ડિતોની દૃષ્ટિમાં શ્રીપુરુષોત્તમજીમહારાજનું સ્થાન ઉચ્ચ નથી, પણ તેમની દૃષ્ટિએ તો શ્રીગોકુલેશપ્રભુ અને શ્રીહરિરાયપ્રભુજ ઉચ્ચ સ્થાન ભોગવે છે. મારી દૃષ્ટિમાંએ શ્રીગોકુલેશજી અને શ્રીહરિરાયજીનું સ્થાન અત્યુચ્ચ છે, તથાપિ હું શ્રીપુરુષોત્તમજીનું સ્થાન શ્રીહરિરાયજી કે શ્રીગોકુલેશની અપેક્ષાએ ન્યૂન રીતે કલ્પી શકું નહિ. જો શ્રીપુરુષોત્તમજી મહારાજ પ્રકટ થયા ન હોત તો શ્રીગોકુલેશજી અને શ્રીહરિરાયપ્રભુએ વર્ણવેલાં પ્રમેયો આધુનિક જીવોને સમજાવી શકાતજ નહિ. એથીજ શ્રીપુરુષોત્તમજીનું સ્થાન પણ શ્રીગોકુલેશપ્રભૃતિની શ્રેણીમાંજ કલ્પી શકાય. જો કે શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઇજી પછી એક માત્ર શ્રીપુરુષોત્તમજીએજ સમ્પ્રદાયના ઉચ્ચસિદ્ધાન્તો સમજાવવાનો પ્રયાસ કર્યો છે, તેથી જો પ્રમાણની દૃષ્ટિએ એમનું સ્થાન સર્વોચ્ચ માનવામાં આવે તો હું તેમાં બાધ માની શકું નહિ. તથાપિ સામ્પ્રદાયિકોને મારી તે ધૃષ્ટતા લાગશે. તેથીજ મારા મન્તવ્યને સંકુચિત કરૂ છું. જે લોકો શ્રીપુરુષોત્તમજીના ગ્રંથોનું શ્રીગોકુલેશાદિના ગ્રન્થોની અપેક્ષાએ ઓછું પ્રામાણ્ય સ્વીકારે છે, તેઓ ભારે ભૂલ કરે છે. શ્રીગોકુલેશે સમજાવેલાં પ્રમેયો શ્રીપુરુષોત્તમજીના પ્રમાણવાદ વિના સમજી શકાયજ નહિ.

**પંડિત વેણીભટ્ટ**—શ્રીપુરુષોત્તમજી મહારાજનો આ શાસ્ત્રાર્થ કાશીના પ્રશ્નોરાનાગર બ્રાહ્મણ વેણીભટ્ટ કે વેણીદત્તબ્યાજ તર્કપંચાનન ભટ્ટાચાર્યની સાથે થયો હતો. ગોલોકવાસી તેલીવાળાએ પુ. ભ. સુ. માં આપશ્રીનું જીવનચરિત્ર લખ્યું હતું. તેમાં વેણીભટ્ટ સાથેના શાસ્ત્રાર્થનું સૂચન કર્યું છે. પણ પાછળથી ૧૯૮૨ માં માધવબાગમાં શ્રીપુરુષોત્તમજીના પ્રાકટ્યમહોત્સવનિમિત્તે જે સભા અને પુસ્તકપ્રદર્શન ભરવામાં આવ્યું હતું તે પ્રસંગે વ્યાખ્યાનમાં તેમણે નિષેધ કર્યો હતો. તેમણે "વેણુનાદ"માં મુદ્રિત એક ઐતિહાસિક પત્રના આધારે નિર્ણય કર્યો હતો કે સં. ૧૭૮૭ માં આ વારસાપત્ર લખાયું છે અને વેણીભટ્ટ સાથેના શાસ્ત્રાર્થની વાર્તા સંવત ૧૮૨૦ માં કહેવાય છે તેથી તે વાર્તા અસત્ય હોવી જોઇએ એમ નિશ્ચય થાય છે, કારણ કે આ વારસાપત્ર પછી થોડાજ સમયમાં શ્રીપુરુષોત્તમજીનો નિત્યલીલાપ્રવેશ થયો હશે. આ પ્રકારે અનુમાન કરીને વેણીભટ્ટ સાથે થયેલા શાસ્ત્રાર્થની આખ્યાયિકાવિષે તેમણે સાંપ્રદાયિકોમાં વૈમત્ય ઉભું કર્યું હતું. આ વિષયમાં મને જે પ્રમાણો ઉપલબ્ધ થયાં છે, તેનો ઉલ્લેખ કરવો અસ્થાને નહિ ગણાય.

**ઐતિહાસિક શોધખોળ**—શુદ્ધાદ્વૈત વૈષ્ણવ વેલ્લનાટીય મહાસભાનું તૃતીય અધિવેશન મુંબઇમાં થયું તે સમયે શ્રીમહાપ્રભુજીનું ઐતિહાસિક દૃષ્ટિએ જીવનચરિત્ર લખવા માટે એક યોજના તૈયાર થઇ અને તે કાર્યને સમ્પાદન કરવા માટે પ્રારંભિક ખર્ચના રૂ. ૨૦૦૦ ચિરાયુષ્માન્ શ્રીગોસ્વામી શ્રીદામોદરલાલજી બાવાસાહેબે આપ્યા હતા. અધિવેશન સમાપ્ત થયા પછી ચતુર્થપંચમપીઠાધીશ્વર ગો. શ્રીવલ્લભલાલજી મહારાશ્રીએ પોતાના **ખાસ દફતરમાંથી** એક હુકમ કાઢીને એ કામ મને સોંપ્યું હતું, અને વ્યવસ્થાપક પોતાના મામાજીને બનાવ્યા કે જેઓ સામ્પ્રદાયિક ઇતિહાસના વિષયમાં કાંઇ પણ જ્ઞાન ધરાવતા નથી. મેં તે સમયે સદ્‌ગત તેલીવાલાને આ કાર્યમાં યોજવા માટે વિનતિ કરી હતી પણ સ્વાર્થી સેક્રેટરીઓ અને ઇન્સ્પેક્ટરોએ એ વાર્તા ઉડાવી દીધી. મેં ૧૯૮૨ ના આશ્વિન સુદિ ૧૦ ના દિને કાર્ય શરૂ કર્યું, પણ ત્યારપછી મહારાજશ્રીના

ગુજરાત વિભાગના ટ્રાવેલિંગ ઇન્સ્પેકટરનો અનુચિત હસ્તક્ષેપ થવાથી મારા ત્રણ માસના વેતનને ભેટ કરીને છુટો થયો. એક રીતે તો હું ઐતિહાસિક શોધખોળના કાર્યથી નિવૃત્ત થયો. પણ આ કાર્ય કાંઇ અમુક વ્યક્તિનુંજ નથી. આખા સંપ્રદાયનું છે. આ કાર્યમાં સમ્પ્રદાયની સેવા છે જ એમ ધારીને જે કાર્ય શરૂ કર્યું હતું તે બરાબર ચાલુ રાખ્યું. મહારાજશ્રીની મદદ બંધ થઇ ત્યારે મેં મારૂં દ્રવ્ય તે ખાતે વાપર્યું અને તેના યોગે હું એક ઉત્તમ સામ્પ્રદાયિક ઇતિહાસ રજુ કરી શકયો છું. આ કાર્ય ચાલુ છે. મારી પાસે જેટલું સાહિત્ય ભેગું થયું છે, તેટલું સુરક્ષિત છે. તેમાં અનાયાસેજ શ્રીપુરુષોત્તમજી વગેરે ગોસ્વામી બાલકોના વિષયમાં પણ મારી જાણમાં કેટલાક પ્રસંગો આવ્યા છે.

**વેણીભટ્ટ કોણ હતા?**—કાશીના કેટલાક મઠો અને પુસ્તકાલયો પણ મેં તપાસ્યા. જેમ ગુજરાતમાં તુલજારામ ભટ્ટજી વગેરે શ્રીપુરુષોત્તમજીનાજ શિષ્ય હતા. તેમજ કાશીમાં વેણીભટ્ટ પણ આપશ્રીનાજ શિષ્ય: હતા. માત્ર આ શિષ્યે ગુરુની સાથે શાસ્ત્રાર્થ કરીને પાછળથી શિષ્યત્વ સ્વીકાર્યું હતું. આ વેણીભટ્ટ કાશીમાં કાલભૈરવથી ગોપાલમંદિર તરફ આવતા રસ્તા પાસે ઘાસીટોલામાં રહેતા હતા. તેમનું ઘર મેં મારી નજરે જોયું છે, અને પુસ્તકાલય પણ તપાસ્યું છે. શુકલ યજુર્વેદના પ્રસિદ્ધ ભાષ્યકાર **મહીધરના** તેઓ વંશજ છે. એમનું સંપૂર્ણ નામ **વેણીદત્તવ્યાસ તર્કપંચાનન ભટ્ટાચાર્ય** છે. તેઓ વેદ અને વેદાંગના પારંગત હોવા ઉપરાંત તર્કશાસ્ત્ર, વેદાન્ત અને પૂર્વમીમાંસાના પ્રખર પંડિત હતા. તેમજ શ્રૌત કર્મમાં પણ નિપુણ હતા. વેદ, વેદાંગ, પૂર્વમીમાંસા, અને વેદાન્તનું અધ્યયન પંચ દ્રાવિડ પંડિતો પાસે કર્યું અને નવ્ય ન્યાયનો અભ્યાસ બંગાળી પણ્ડિતો પાસે કર્યો. નવ્ય ન્યાયમાં એમણે બહુ સારી નામના મેળવી હતી. અને નદીઆ શાન્તિપુર જઇને ત્યાંના બંગાળી તાર્કિકો સાથે શાસ્ત્રાર્થ કરી તર્કપંચાનનભટ્ટાચાર્ય પદવી પ્રાપ્ત કરી. આ પદવી ઘણું કરીને બંગાલી વિદ્વાનોનેજ પ્રાપ્ત થાય છે, વેણીદત્ત વ્યાસે તે પદવી બંગાળીઓ પાસે ઘણા માન સાથે મેળવી હતી.

વેણીભટ્ટે અનેક વિષયોના ગ્રન્થો પણ લખ્યા છે. એમના ગ્રન્થો નવ્ય ન્યાયના વાદ-ગ્રન્થો તથા ક્રોડપત્રો વેણીભટ્ટવિરચિત પ્રાપ્ત થાય છે. મારૂં મન્તવ્ય છે કે વેણીભટ્ટે શ્રી-પુરુષોત્તમજીના સમાગમ પછીજ વેદાન્તના ગ્રન્થો અને શાસ્ત્રાર્થો (ક્રોડપત્રો) લખ્યા છે. તત્પૂર્વે તેમનું દૃષ્ટિબિન્દુ નવ્ય ન્યાયજ હતું. મહીધર પણ્ડિતનું કુટુંબ લક્ષ્મીનૃસિંહનું ભક્ત હતું, પણ કેટલાક વખત પછી તેઓ શ્રીરાધાકૃષ્ણની સેવા કરવા લાગ્યા. અને વેણીભટ્ટથી પ્રારંભીને આજસુધી એ કુટુમ્બ પૂર્ણપુરુષોત્તમ શ્રીકૃષ્ણસેવા પુષ્ટિમાર્ગને અનુસરીને કરે છે. વેણીભટ્ટના ગ્રન્થો જોવાથી જણાય છે કે પ્રથમ તેઓ રાધાકૃષ્ણના ઉપાસક હતા અને પાછળથી શ્રીનાથજીના ભક્ત બન્યા. શ્રીપુરુષોત્તમજી મહારાજના સમાગમ પછીજ શ્રીનાથજીના ભક્ત બન્યા. વેણીભટ્ટજીના હાથના લખેલા પત્રો પણ જોવામાં આવ્યા છે. એક પત્રમાં તેમણે "શ્રીજ્ઞાનાવતારાણાં ગુરુવરશ્રીપુરુષોત્તમગોસ્વામિનાં ચરણેષુ વેણીદત્તસ્ય કોટિશઃ પ્રણતયઃ" આ શબ્દો લખેલા છે. તેમજ એક પત્રમાં શ્રી પુરુષોત્તમજી મહારાજશ્રીએ ભટ્ટજીની કન્યાના વિવાહ પ્રસંગે કાશીના વૈષ્ણવોને આજ્ઞાપત્ર લખ્યું હતું તેનો ઉલ્લેખ છે. તે પત્રમાં લખ્યું છે, કે "વેણીદત્ત વ્યાસ આપણા સંપ્રદાયના વૈષ્ણવ છે, બહુ સારા વિદ્વાન્ છે, તેથી દરેક વૈષ્ણવે એમનો સત્કાર કરવો જોઇએ." આ પત્રો ઉપરથી સિદ્ધ થાય છે કે વેણીદત્ત વ્યાસને શ્રીપુરુષોત્તમજી મહારાજ સાથે ગુરુશિષ્યનો સંબંધ હતો.

**વેણીભટ્ટનું વૈષ્ણવ કુલ**—ઉપર જે પત્રોના વિષયમાં લખ્યું છે, તે પત્રો કાશીના " સરસ્વતીભવન "માં મોજુદ છે. સરસ્વતીભવનના અધ્યક્ષ શ્રીયુત નારાયણશાસ્ત્રી ખિસ્તે દ્વારા મને તે પત્રો પ્રાપ્ત થયા હતા. આ બે પત્રો ઉપરાંત પણ વેણીભટ્ટના જીવનચરિત્ર સાથે સંબંધ ધરાવતા બીજા ઘણા પત્રો ત્યાં છે. વેણીભટ્ટના વંશજો નિત્યલીલાસ્થ ગો. શ્રીજીવનલાલજી મહારાજ કાશીવાલાના સમય સુધી ગોપાલમન્દિરના વ્યાસ તરીકે કાર્ય કરતા. યદ્યપિ શ્રીગિરિધરજી મહારાજના આશ્રિત પં. રામકૃષ્ણ ભટ્ટજી અને તેમના પૌત્ર ભાષ્યપ્રકાશાદિના મુદ્રાપક પણ્ડિત રત્નરત્નગોપાલભટ્ટજી તથા નૃસિંહભાઇ (ગિરનારા) વગેરે ઉત્તમ સાંપ્રદાયિકો પણ કાશીમાં વિદ્યમાન હતા, તથાપિ વૈષ્ણવોને શ્રીસુબોધિનીજી શ્રવણ કરવાનો લાભ તો વેણીભટ્ટના વંશજો દ્વારાજ પ્રાપ્ત થતો. અને તેમની વૈષ્ણવ સમાજ તથા પંડિતસમાજમાં બહુ સારી પ્રતિષ્ઠા હતી.

**વેણીભટ્ટનો વારસો**—વેણીભટ્ટના વંશમાં અત્યારે કોઈ નથી. તેમનો વારસો જયપુરના એક પણ્ડિતને મલ્યો છે. તેઓ તેમના વંશ્યોના દૌહિત્ર થાય છે. આ પણ્ડિતજીને પણ હું મલ્યો છું. તેઓ વૈષ્ણવ માતાના ઉદરથી જન્મ્યા છે, તેથી વૈષ્ણવોચિત દીનતા આદિ ગુણો તેમના પાણ્ડિત્યને દીપાવે છે. તેઓ જયપુર રાજ્યની સંસ્કૃત પાઠશાળાઓના ઇન્સ્પેક્ટર છે. વેણીભટ્ટનો પુસ્તક સંગ્રહ જયપુરવાલાઓએ રાજકીય સરસ્વતીભવનમાં આપી દેવાનો વિચાર કર્યો. સંસ્કૃત કોલેજના પ્રીન્સીપાલ પં. ગોપીનાથ કવિરાજ એમ. એ. એ પાંચ હજાર રૂપીઆમાં તે સંગ્રહ ગવર્નમેન્ટને આપવા આગ્રહ કર્યો. આ વાર્તા મારા જાણવામાં આવી. તે સમયે મેં કેટલાક વૈષ્ણવોને અને ગો. શ્રી. મુરલીધરલાલજી મહારાજશ્રીને તે પુસ્તકસંગ્રહ રાખી લેવા આગ્રહ કર્યો. પાણીના મૂલ્યે હજારો ગ્રન્થોનો સંગ્રહ ચાલ્યો જાય છે. અને તેમાં ઓછામાં ઓછા ચારસોથી પાંચસો જેટલી સંખ્યા તો સામ્પ્રદાયિક પુસ્તકોની છે. જો મહારાજશ્રી ગોપાલ મંદિરમાં તે સંગ્રહ રાખી લે તો બદલામાં માત્ર ૨૦૦૦ રૂપીઆજ આપે એમ પણ જયપુરસ્થ પંડિતજીની માતા અને બહેન વગેરેએ કહ્યું હતું. છતાં કોઇએ દરકાર રાખી નહિ. આખરે તે સંગ્રહ સરસ્વતીભવનમાં મહીધરપણ્ડિતના નામે પૃથક્ રાખવાની શરતે કાંઇ પણ બદલો લીધા વિના આપી દીધો.

**લાહોરમાં શોધખોળ**—આ સમયે સુદામાપુરીસ્થ ગો. શ્રી ૬ શ્રીરણછોડલાલજી મહારાજશ્રીની સાથે ડેરાઇસ્માઇલખાં તરફ જવાનું થયું. ત્યાં મહારાજશ્રીની સેવામાં લગભગ એક માસ સુધી રોકાવું પડ્યું. બન્નુથી પાછા ફરતાં હું અમૃતસરમાં ભગવદીય કર્મચન્દ્રજી વકીલના આગ્રહથી એક અઠવાડીયું રોકાયો. ત્યાં જાણવામાં આવ્યું કે લાહોરમાં D. A. V. કોલેજમાં આપણા સમ્પ્રદાયનાં ઘણાં પુસ્તકો છે. તથા બારમી સદીનું શ્રીમદ્ભાગવતનું પુસ્તક પણ છે. આ વાર્તા સાંભળીને લાહોર જવાની તૈયારીઓ કરી. વકીલ સાહેબે મને મોટરની વ્યવસ્થા કરી આપી તેથી હું દરરોજ લાહોર જઇને પાછો અમૃતસર આવતો. તે પુસ્તકાલયમાં મુલતાનના વૈષ્ણવોનાં ઘણાં પુસ્તકો જોવામાં આવ્યા. અને બે ચાર પુસ્તકો વેણીભટ્ટના પણ જોવામાં આવ્યા. વેણીભટ્ટસંબંધી વાર્તા ત્યાંના અધ્યક્ષ શ્રીયુત ભગવદ્દત્તજીએ પણ કરી. અને તેમના દ્વારા જાણ્યું કે ૧૦–૧૫ દિવસ પહેલાંજ વેણીભટ્ટનો પુસ્તકસંગ્રહ સંસ્કૃત કોલેજના સરસ્વતીભવનમાં આવ્યો છે. પંજાબની યુનીવર્સિટીના પુસ્તકસંગ્રહમાં પ્રાચીન હસ્તલિખિત સાહિત્યનો સંગ્રહ કરી આપવા માટે વડોદરા સં. લા. ના

કાર્યકર્તા શ્રીયુત આર. કે. શાસ્ત્રી કાશીમાં છે, અને તેમણે આ ખબર પૂરી પાડી છે. એમ તેમની વાર્તા પરથી જાણ્યું. વિશેષમાં જો મારી ઇચ્છા તે સંગ્રહ જોવાની હોય તો સરસ્વતીભવનના સેક્રેટરી ડા. મંગલદેવને પત્ર લખી આપવાનું પણ તે આર્યસમાજી સજ્જને કહ્યું. મેં તેમનો પરિચયપત્ર લીધો અને અમૃતસર આવીને ત્યાંથી સીધો કાશી આવી ડો. મંગલદેવ, નારાયણ શાસ્ત્રી ખ્રિસ્તે અને કવિરાજની મુલાકાત લીધી. નારાયણશાસ્ત્રીએ કહ્યું કે જો તમે અમને મદદ કરો તો પુષ્ટિમાર્ગીય ગ્રન્થોનું અમે પૃથક્કરણ કરી શકીએ. આ સંગ્રહ જોવાની તીવ્ર ઉત્કંઠા હોવાથી મેં હા પાડી, પણ પરીક્ષાકાલ સમીપ હોવાથી પરીક્ષા પછી હાજર થવાનું મેં જણાવ્યું. પરીક્ષા પછી મેં તે સંગ્રહ જોયો અને તેમાંથી સાંપ્રદાયિક ગ્રન્થો જુદા પાડયા. તેમાં અનેક પુસ્તકો ગોસ્વામી બાલકોએ વેણીભટ્ટ અને તેમના વંશજોને આપ્યાં હતાં. તેમજ કેટલાંક પુસ્તકો તેમણે નાથદ્વારામાં લખાવ્યાં હતાં. શ્રીપુરુષોત્તમજીમહારાજના **હસ્તાક્ષરથી શોધેલું પ્રસ્થાનરત્નાકરનું પુસ્તક પણ જોયું.** મને આશા હતી કે તે પુસ્તક સંપૂર્ણ હોવું જોઇએ. તે સંપૂર્ણ ન હતું. પ્રત્યક્ષપરિચ્છેદ માત્ર છે. પરંતુ બીજું પુસ્તક વેણીભટ્ટે પોતે લખેલું છે. તેમાં નૈયાયિક પદ્ધતિએ પરિષ્કાર કરેલા છે. મને તે ગ્રન્થ પ્રસ્થાનરત્નાકરની ટીકા જેવો લાગ્યો. ૧૫ દિવસના પરિશ્રમે તે સમ્પૂર્ણ સંગ્રહ તપાસી લીધો. જો દ્રવ્યની અનુકૂલતા હોય તો ઘણા ગ્રન્થો લખાવી લેવા જેવા ત્યાં મોજુદ છે. પણ મારા જેવો અકિંચન યુવક શું કરી શકે? મને તે સમે ઘણું દુઃખ થયું, પણ શું કરી શકાય? उत्पद्यन्ते विलीयन्ते दरिद्राणां मनोरथाः। સંપ્રદાયનું સાહિત્ય પ્રકાશિત કરવાની જેમની ફરજ છે, તેઓ ધનિક છે અને મારા જેવા અકિંચનો સાહિત્ય સંગ્રહ કરવાનો પ્રયાસ કરે તેથી શું લાભ થાય?×

**સુરતમાં શાસ્ત્રાર્થ**—ગુજરાતમાં ભાસ્કરરાય નામ એક શાક્ત પણ્ડિત થયા છે. થોડાક દિવસ સુધી તે સુરતમાં પણ રહ્યા હતા. તેની આદ્યદીક્ષા અને પૂર્ણાભિષેક પણ સુરતમાંજ થયાં હતાં. તેનો સમય ૧૭૨૪ ઇ. સ. કહેવાય છે. આ શાક્ત પંડિતનો શ્રીપુરુષોત્તમજી મહારાજ પ્રત્યે ઘણોજ કટાક્ષ હતો. એણે ૩૬ ગ્રન્થો રચ્યા છે. તેમાંના भावनोपनिषद्भाष्य, श्रीसूक्तभाष्य, कौलोपनिषद्भाष्य અને सप्तशती ની ટીકા गुप्तवती આ ગ્રંથો કાશીમાં પંડિત બાબુ દીક્ષિત જડેના પુસ્તકસંગ્રહમાં જોવામાં આવ્યાં છે. વળી રામનગરમાં દુર્ગાજીના મંદિરના પુજારી બદ્રુનાથ મંત્રશાસ્ત્રીએ કેટલાંક પત્રો બતાવ્યાં હતાં તેમાં ભાસ્કરરાયે શ્રી-

× ઉષ્ણકાલની રજામાં હું કાશીથી બુરાનપુર આવ્યો ત્યારે પિતાશ્રીએ કહ્યું કે આપણા પુસ્તક સંગ્રહમાં પણ વેણીભટ્ટનાં પુસ્તકો છે. તેમજ આપણા પૂર્વજો સાથે વેણીભટ્ટનો બહુ સારો સંબંધ હતો. મેં તે પુસ્તકો જોયાં. વેણીભટ્ટે કાત્યાયનશ્રૌતસૂત્ર ઉપર નોટ લખી . એક પ્રતિ બુરાનપુરમાં મારા પૂર્વજ પુરુષોત્તમજી શુક્લ અને રત્નેશ્વર શુક્લને તથા બીજી પ્રતિ અંબાડા (વડોદરા) માં શુક્લ નાનાભાઇને જોવા માટે મોકલાવેલી. નાનાભાઇએ એ પુસ્તક તપાસીને બુરાનપુર મોકલાવ્યું હતુ. આ બન્ને પ્રતો મારી પાસે મોજુદ છે. વળી તે સમયના ત્રિવેદી મોઢ રુદ્રસૂત્ર અને રુદ્રકલ્પદ્રુમકાર ઉદ્ધવાત્મજ અનંતદેવ દ્વિવેદીની સાથે વેણીભટ્ટની મિત્રતા હતી. મારા સંગ્રહમાં રુદ્રકલ્પદ્રુમનું અનંતદેવના હસ્તાક્ષરનું પુસ્તક છે. તેના મુખપૃષ્ઠ ઉપર લખ્યું છે કે "**शुक्लरत्नेश्वरेभ्य अनन्तदेवधनदेवाभ्यां कृताः कोटिशः प्रणतयः**" અને **पुस्तकमेतत् वेणीदत्तेन शोधितम् शुद्धतरमिति विश्वसनीयम्**" આ ઉપરથી અસ્મત્પૂર્વજો રત્નેશ્વર પુરુષોત્તમ અને ન્હાનાભાઇનો વેણીભટ્ટ તથા અનંતદેવ સાથેનો સંબંધ સિદ્ધ થાય છે.

પુરુષોત્તમજીને ઘણી ગાળો દીધી હતી. આ કહેવાતો સિદ્ધ (?) મને કાશીમાં જ્યારે મળતો ત્યારે ભાસ્કરરાયે શ્રીપુરુષોત્તમજીને શાસ્ત્રાર્થમાં હરાવ્યા એમ કહેતો. પણ તેણેજ જ્યારે મને તે પત્રો દેખાડ્યાં ત્યારે મેં તેની ખાત્રી કરી આપી કે આ ભાસ્કરરાયે શાસ્ત્રાર્થમાં પરાજિત થઇને જ ગાળો ભાંડી છે. વિજયી ગાળો શા માટે લખે? જેનો પરાજય થયો હોય તેજ ચિઢાઇને ગાળો લખે છે. વળી દ્વિતીયાધ્યાય ભાષ્યપ્રકાશ તથા પ્રહસ્ત અને પંડિતકરભિંદીપાલ જોઇને બટુનાથજી ભાસ્કરરાયના શાસ્ત્રાર્થની વાતજ ભૂલી ગયા. શ્રીપુરુષોત્તમજી મહારાજના ગ્રન્થોમાં પણ તાંત્રિકોનું ખંડન દષ્ટિપથ થાય છે.

**સમકાલીન શ્રી ગોસ્વામી બાલકો**—શ્રીમત્પુરુષોત્તમજીમહારાજના સમયમાં ભૂતલ ઉપર વિદ્વાન્ ગોસ્વામી બાલકો કેટલા બિરાજતા હતા તે નીચેની સૂચી ઉપરથી જાણી શકાશે. યદ્યપિ અપ્પયદીક્ષિતને "બહિર્મુખમુખધ્વંસ" દ્વારા મઠપતિ શ્રીજયગોપાલભટ્ટે જવાબ આપ્યો હતો, પણ તેમાં શિવતત્ત્વવિવેકમાં પ્રતિપાદિત પ્રત્યેક વિષયનો સમાવેશ થયેલો ન હોવાથી આપશ્રીને **પ્રહસ્તવાદ** લખવાની જરૂર પડી. અને આ ગ્રન્થ પ્રકટ કરીને આપશ્રીએ તે સમયમાં બિરાજતા સર્વ શ્રીગોસ્વામિબાલકોની પ્રસન્નતા મેળવી હતી. આપશ્રીનાં પાણ્ડિત્યનાં તેજની સામે કોઇ પણ વાદી ટકી શકતો ન હતો તેથી બધા શ્રીગોસ્વામી બાલકોને આપશ્રીને માટે ઘણું માન હતું. જે બાલકો આપશ્રીના સરખી વયના તેમજ ૧૦-૧૫ વર્ષ ન્હાના અથવા ૧૦-૧૫ વર્ષ મોટા હતા કે જેઓ તે સમયે અપાયદીક્ષિતને જવાબ આપી શકતા હતા તેમનાં નામો આ સૂચીમાં સંગૃહીત છે. જે અતિવૃદ્ધ કે અતિશય બાલક હતા તેમના નામો આ સૂચીમાં આવતા નથી. તેમ છતાં ૧૬૦ ગોસ્વામી બાલકો શ્રીપુરુષોત્તમજીના સમયમાં બિરાજતાં હતાં. આ સૂચી જામનગરવાળા વૈષ્ણવ મણિલાલભાઇ દ્વારા પ્રાપ્ત થઇ છે.

સંવત ૧૬૯૯ શ્રીગોપિકાધીશજી ચતુર્થગૃહ, ૧૭૦૦ શ્રીબાલકૃષ્ણજી શ્રીગોકુલ, ૧૭૦૦ શ્રીકૃષ્ણજી ગોકુલ, ૧૭૦૦ શ્રીમાધવરાયજી શેરગઢ, ૧૭૦૦ શ્રીવિઠ્ઠલજી કાંકરોલી, ૧૭૦૧ શ્રીવ્રજવલ્લભજી ગોકુલ, ૧૭૦૧ શ્રીકાન્તજી ચાચાગોપેશ્વરજીના લાલજી, ૧૭૦૨ શ્રીબંસીધરજી કાશી, ૧૭૦૩ શ્રીકાકાવલ્લભજી નાથદ્વારા, ૧૭૦૪ શ્રીરમણજી ચાચાગોપેશજીના લાલજી, ૧૭૦૫ શ્રીગોકુલમણિજી શેરગઢ, ૧૭૦૬ શ્રીકલ્યાણરાયજી શેરગઢ ૧૭૦૭ શ્રીરણછોડજી શ્રીવિઠ્ઠલનાથજીના લાલજી (કાંકરોલી) બુરાનપુરમાં બિરાજતા હતા, ૧૭૦૭ શ્રીગોકુલાલંકારજી ગોકુલ, ૧૭૦૭ શ્રીવ્રજરાયજી સુરત, ૧૭૦૮ શ્રીદ્વારકેશજી, ૧૭૦૮ શ્રીદ્વારકાનાથજી, ૧૭૦૯ શ્રીહરિરાયજી શ્રીવ્રજેશ્વરના લાલજી ગોકુલમાં, ૧૭૧૧ શ્રીબાળુરાયજી જામનગર, ૧૭૧૧ શ્રીદામોદરજી તિલકાયિત નાથદ્વારા, ૧૭૧૧ શ્રીરઘુનાથજી પંચમગૃહમાં પ્રાકટ્ય. ૧૭૧૫ શ્રીરઘુનાથજી; ૧૭૧૭ શ્રીવિઠ્ઠલનાથજી શેરગઢ, ૧૭૧૭ શ્રીગોપીનાથજી ગોકુલ, ૧૭૧૮ શ્રીવિઠ્ઠલેશજી શેરગઢ, ૧૭૧૮ શ્રીકલ્યાણરાયજી શ્રીજીદ્વાર, ૧૭૧૮ શ્રીમુરલીધરજી કાંકરોલી–બુરાનપુરમાં બિરાજતા હતા. ૧૭૧૯ શ્રીગોપાલજી પંચમગૃહમાં, ૧૭૨૦ શ્રીઘનશ્યામજી, ૧૭૨૦ શ્રીવ્રજભૂષણજી કાંકરોલી, ૧૭૨૧ શ્રીવ્રજાલંકારજી ગોકુલ, ૧૭૨૧ શ્રી બાલકૃષ્ણજી કાંકરોલી, ૧૭૨૧ શ્રીવ્રજાલંકારજી ગોકુલ ૧૭૨૨ શ્રીમોહનજી શ્રીજીદ્વાર ૧૭૨૨ શ્રીદ્વારકાનાથજી શ્રીજીદ્વાર, આટલાં સ્વરૂપો આપશ્રીથી મોટાં હતાં.

સંવત ૧૭૨૫ શ્રીગિરિધરજી ગોકુલ, ૧૭૨૫ શ્રીગોપાલજી કાંકરોલી, ૧૭૨૫ શ્રીગોપીનાથજી શ્રીજીદ્વાર, ૧૭૨૫ શ્રીબાલકૃષ્ણજી ગોકુલ, ૧૭૨૫ શ્રીજયદેવજી ચંદ્રમાજીના ઘરમાં

એમની સૃષ્ટિમાંથી શ્રીજયગોપાલજીપંથ નિકળ્યો છે.) ૧૭૨૭ શ્રીરઘુનાથજી કોટા ૧૭૨૮ શ્રીમથુરાનાથજી નગરઠઠ્ઠા, ૧૭૨૮ શ્રીગિરિધરજી શ્રીજીદ્વાર, ૧૭૨૮ શ્રીગોકુલચંદ્રના પંચમગૃહ ૧૭૨૯ શ્રીગિરિધરજી કોટા ૧૭૨૯ શ્રીગોવર્ધનેશજી જામનગર, ૧૭૨૯ શ્રીજીવનલાલજી બુંદી કોટા, ૧૭૩૧ શ્રીમુરલીધરજી કાશી, ૧૭૩૨ શ્રીકૃષ્ણચંદ્રજી ગોકુલ, ૧૭૩૪ શ્રીદ્વારકાનાથજી કચ્છમાંડવી, ૧૭૩૫ શ્રીગોવર્ધનેશજી શ્રીજીદ્વાર, ૧૭૩૬ શ્રીગોકુલરાયજી ગોકુલ, ૧૭૩૭ શ્રીગિરિધરજી શ્રીકલ્યાણરાયજીના લાલજી કાશીમાં, ૧૭૩૭ શ્રીવ્રજરત્નજી ગોકુલ, ૧૭૩૭ શ્રીગોપીનાથજી શ્રીજીદ્વાર, ૧૭૩૮ શ્રીપુરુષોત્તમજી શ્રીમુરલીધરજીના લાલજી. ૧૭૩૯ શ્રીવ્રજપાલજી કાશી, ૧૭૪૦ શ્રીજનાથજી શ્રીજીદ્વારા ૧૭૪૧ શ્રીવિઠ્ઠલનાથજી એમણે અમરેલીમાં મંદિર કર્યું, ૧૭૪૨ શ્રીમોહનજી કાશી, ૧૭૪૨ શ્રીવેંકટેશજી ગોકુલ, ૧૭૪૨ શ્રીદ્વારકાનાથજી ગોકુલ, ૧૭૪૩ શ્રીવિઠ્ઠલનાથજી શ્રીજીદ્વાર, ૧૭૪૪ શ્રીવ્રજનાથજી, ૧૭૪૪ શ્રીમુરલીધરજી શ્રીજીદ્વાર, ૧૭૪૫ શ્રીગિરિધરજી કાંકરોલી.–એમણે ધંધુકાશરણે લીધું. ૧૭૪૫ શ્રીગોપીનાથજી કોટા, ૧૭૪૫ શ્રીગોકુલાધીશજી બડે બાબુરાયજીના લાલજી ગોકુલમાં પ્રાકટ્ય, ૧૭૪૬ શ્રીજયદેવજીના :જયપુરમાં, ૧૭૪૭ શ્રીમુરલીધરજી શ્રીદામોદરજીના લાલજી, ૧૭૪૭ **શ્રીવ્રજાભરણદીક્ષિત ગોકુલ**, ૧૭૪૭ શ્રીવિઠ્ઠલરાયજી શ્રીજીદ્વાર, ૧૭૪૭ શ્રીજગન્નાથજી શ્રીજીદ્વાર, ૧૭૪૯ **શ્રીયદુપતિજી** સુરત: શ્રીપુરુષોત્તમજીના લાલજી ૧૭૪૯ શ્રીવત્સજી ચાપાસેની (મારવાડમાં), ૧૭૪૯ શ્રીમાધવરાયજી ગોકુલ, ૧૭૫૦ શ્રીગોકુલનાથજી શ્રીકાકાવલ્લભજીના લાલજી ગિરિરાજજીમાં, ૧૭૫૦ શ્રીદાનીરાયજી શ્રીજીદ્વાર, ૧૭૫૧ **શ્રીવિઠ્ઠલરાયજી** ચાપાસેની, પ્રહસ્તની ટીકા એમનાં માટે લખાઇ. ૧૭૫૨ શ્રીપુરુષોત્તમજી શ્રીજીદ્વાર, ૧૭૫૫ શ્રીગોપાલજી કોટા, ૧૭૫૬ શ્રીયદુનાથજી શ્રીજીદ્વાર, ૧૭૫૭ શ્રીવ્રજરમણજી જયપુર, ૧૭૫૮ શ્રીજીવનજી શ્રીજીદ્વાર, ૧૭૬૦ શ્રીવ્રજાધીશજી જોધપુર, ૧૭૬૦ **શ્રીદામોદરજી** સુરત શ્રીપુરુષોત્તમજીના લાલજી, ૧૭૬૧ શ્રીદામોદરજી શ્રીજીદ્વાર, ૧૭૬૨ શ્રીગોકુલચંદ્રજી શ્રીજીદ્વાર, ૧૭૬૨ શ્રીરઘુનાથજી ૧૭૬૨ શ્રીપ્રદ્યુમ્નજી શેરગઢ, ૧૭૬૩ શ્રીગોવર્ધનજી શ્રીજીદ્વાર, ૧૭૬૫ શ્રીવ્રજભૂષણજી નગરઠઠ્ઠા, ૧૭૬૯ શ્રીગોપેન્દ્રજી ગોકુલ, ૧૭૭૦ શ્રીરામકૃષ્ણજી ગોકુલ, ૧૭૭૧ જગન્નાથજી કાશી, ૧૭૭૧ શ્રીકલ્યાણરાયજી શ્રીજીદ્વાર, ૧૭૭૨ શ્રીકલ્યાણરાયજી ગોકુલ, ૧૭૭૪ શ્રીલક્ષ્મણજી ગોકુલ, ૧૭૭૫ શ્રીમધુસૂદનજી શેરગઢ, ૧૭૭૪ શ્રીઘનશ્યામજી શ્રીજીદ્વાર, ૧૭૭૫ શ્રીબાલકૃષ્ણજી પંચમગૃહ, ૧૭૭૫ શ્રીમથુરાનાથજી શ્રીજીદ્વાર, ૧૭૭૫ શ્રીજીવનજી કાશી, ૧૭૭૭ શ્રીબાલકૃષ્ણજી નાથદ્વાર, ૧૭૭૮ શ્રીવ્રજાનંદજી શેરગઢ. ૧૭૭૮ શ્રીબાલકૃષ્ણજી તૃતીયગૃહ, ૧૭૭૮ શ્રીનૃસિંહલાલજી ગોકુલ, ૧૭૭૯ શ્રીચિમનજી ૧૭૭૯ શ્રીરાજીવલોચનજી, ૧૭૮૦ શ્રીગોકુલનાથજી પંચમગૃહમાં, ૧૭૮૦ શ્રીગોકુલચંદ્રજી કોટા, ૧૭૮૧ શ્રીગોપાલજી પોરબંદર, ૧૭૮૧ શ્રીગોવિન્દરાયજી શ્રીજીદ્વાર, ૧૭૮૧ શ્રીવિઠ્ઠલનાથજી ગિરિરાજ, ૧૭૮૧ શ્રીવલ્લભજી કાંકરોલી, ૧૭૮૨ શ્રીગોવિન્દરાયજી કોટા, ૧૭૮૩ શ્રીયદુનાથજી શેરગઢ, ૧૭૮૪ શ્રીચિમનજી શ્રીયદુનાથજીના લાલજી શ્રીજીદ્વાર, ૧૭૮૪ શ્રીજગન્નાથજી શ્રીજીદ્વાર, ૧૭૮૪ શ્રીત્રિવિક્રમજી ગોકુલ, ૧૭૮૪ શ્રીદ્વારકાનાથજી કાંકરોલી, ૧૭૮૫ બાલકૃષ્ણજી (ભાવનાવાળા શ્રીદ્વારકેશજીના લાલજી) પંચમગૃહ, ૧૭૮૫ શ્રીવ્રજપાલલાલજી શ્રીવ્રજાભરણદીક્ષિતજીના લાલજી, ૧૭૮૫ શ્રીગોવિંદરાયજી શ્રીજીદ્વાર, ૧૭૮૫ શ્રીવિઠ્ઠલનાથજી શેરગઢ, ૧૭૮૫ શ્રીગોકુલનાથજી શ્રીજીદ્વાર, ૧૭૮૭ શ્રીબાલકૃષ્ણજી શ્રીજીદ્વાર,

૧૭૮૭ શ્રીગોપીનાથજી ગિરિરાજ, ૧૭૮૭ શ્રીગોકુલનાથજી પંચમગૃહ, ૧૭૮૭ શ્રીવલ્લભજી નાથદ્વાર, ૧૭૮૭ શ્રીબાલકૃષ્ણજી કચ્છમાંડવી, ૧૭૮૭ શ્રીલક્ષ્મણજી કોટા, ૧૭૮૮ શ્રીવ્રજનાથજી કાંકરોલી, ૧૭૮૮ શ્રીગોપાલલાલજી કોટા ( મોટા મહાપ્રભુજી ) ૧૭૮૮ શ્રીવલ્લભજી કાંકરોલી, ૧૭૮૯ શ્રીગોવિન્દજી ચાપાસેની, ૧૪૯૦ શ્રીચિમનજી નાથદ્વાર, ૧૭૯૦ શ્રીમુરલીધરજી કાંકરોલી, ૧૭૯૨ શ્રીવ્રજેશજી ગોકુલ, ૧૭૯૧ શ્રીવિઠ્ઠલેશજી કોટા, ૧૭૯૧ શ્રીમુરલીધરજી કડી ( ગુજરાત ), ૧૭૯૨ શ્રીયદુનાથજી ( શ્રીદ્વારકેશજીભાવનાવાળાના લાલજી ) પંચમગૃહ, ૧૭૯૩ શ્રીવલ્લભજી જોધપુર (મારવાડ), ૧૭૯૪ શ્રીગોકુલેશજી મારવાડમાં, ૧૭૯૪ **શ્રીકલ્યાણરાયજી શ્રીઅનિરુદ્ધજીના લાલજી** જામનગર, ૧૭૯૪ શ્રીગિરિધરજી જામનગર ૧૭૯૫ શ્રીહરિરાયજી શ્રીચિમનજીના લાલજી શ્રીજીદ્વાર, ૧૭૯૬ **શ્રીમાધવરાયજી** જુનાગઢ, ૧૭૯૬ શ્રીવ્રજાલંકારજી ગોકુલ, ૧૭૯૭ શ્રીદ્વારકાનાથજી કોટા, ૧૭૯૭ **શ્રીવ્રજનાથજી** અમદાવાદ, ૧૭૯૯ શ્રીવત્સજી ( આરતીવાળા ), ૧૭૯૯ શ્રીગોકુલનાથજી કોટા.

આ ઉપરાંત જે બાલકો આપશ્રીની વૃદ્ધાવસ્થાસમયે ઘણા નાના હતા, તેમના નામો તથા આપશ્રીના જીવનચરિત્રમાં જે નામ આવી જાય છે, તે નામ આપ્યાં નથી.

**પંડિતમાર્તણ્ડ**—જે સમયમાં શ્રીપુરુષોત્તમજી મહારાજનું પ્રાકટ્ય થયું તે સમયે ભારતવર્ષમાં ઘણા પંડિતો વિદ્યમાન હતા. અને તે સમયના પંડિતો હાલના પંડિતો જેવા લેભાગુ પંડિતો નહતા. પણ એકથી એક ચડે તેવા દિગ્ગજો હતા. તેમ છતાં કોઇ પણ પંડિત શ્રીમત્પુરુષોત્તમજી મહારાજશ્રીના ગ્રંથનું ખંડન કરવા પ્રવૃત્ત થયો નથી અને અદ્યાવધિ કોઇએ કર્યું નથી, અને ભવિષ્યમાં પણ કરી શકે તેમ નથી. શ્રીપુરુષોત્તમજી મહારાજે તે સમયના પ્રચલિત મતોની સમીક્ષા કરી છે, તે તેઓશ્રીના ગ્રંથો વાંચનારને જણાયા વિના નહિ રહે. ગદાધરભટ્ટ જેવા પ્રસિદ્ધ નૈયાયિકો અને ખંડદેવ જેવા મીમાંસકો મોજુદ હતા. પોતાને પંડિતરાજ કહેનાર જગન્નાથ પણ વિદ્યમાન હતા. અને તે પછી પણ અનેક પંડિતો થયા છે. ઉત્તમોત્તમ ગ્રંથોના લેખકો તે સમયે હતા. તત્પૂર્વે થયા છે અને તત્પશ્ચાત્ પણ થયા છે. પરંતુ તુલનાત્મક સમીક્ષાપદ્ધતિ જો કોઇએ ગ્રહણ કરી હોય તો એક માત્ર શ્રીમત્પુરુષોત્તમજી મહારાજેજ ગ્રહણ કરી છે, અન્ય કોઇએ નહિ. **જો એકજ ગ્રંથદ્વારા વેદાન્તદર્શનના સમસ્ત વ્યાખ્યાતાઓના મતો જાણવા હોય તો તેનું એકમાત્ર સાધન અણુભાષ્યપ્રકાશજ** છે. આ વાક્યમાં લેશ પણ અતિશયોક્તિ નથી. અનેક વિદ્વાનોએ અનુભવ કર્યો છે. જેને શંકા હોય તેણે અનુભવ કરવો.

**સમકાલીન પંડિતો**—આપશ્રીના સમકાલીન પંડિતોની સૂચી આપવાનું પ્રયોજન એજ છે કે વાંચનારને ખ્યાલ આવશે કે મુસલમાનોના જુલ્મી રાજ્યના મધ્યાન્હમાંએ ભારતવર્ષમાં કેવા વિદ્વાનો હતા અને તે સમયે તે વિદ્વત્સમાજમાં રહીને માયાવાદનું ખણ્ડન કરનાર પંડિતકેસરી શ્રીપુરુષોત્તમજી મહારાજનું પાણ્ડિત્ય કેટલું અગાધ હતું ? વિચારશીલ વિદ્વાનો આ સૂચી ઉપરથી તેમજ ભાષ્યપ્રકાશ, પ્રસ્થાનરત્નાકર, અવતારવાદવાદાવલી વગેરે ગ્રન્થો ઉપરથી શ્રીપુરુષોત્તમજી મહારાજના પાણ્ડિત્યનું માપ કાઢી શકશે.

પણ્ડિતોના નામો અમે અનેક ગ્રંથોની પ્રસ્તાવનાઓ, હિસ્ટ્રીઓફ ઇન્ડિયન લોજિક અને કેટલોગ્સ એન્ડ કેટલોગ્રમ ઉપરથી મેળવ્યાં છે.

૧ કૃષ્ણુતાતાચાર્ય, ૨ વરદનાયક, ૩ રાઘવેન્દ્રતીર્થ, ૪ નીલકંઠદીક્ષિત, ૫ શાલિનાથ, ૬ મન્મથસિંહ, ૭ મલ્લારિ, ૮ વિશ્વનાથપંચાનન, ૯ શંકરમિશ્ર, ૧૦ ભવાનંદ, ૧૧ ગદાધરભટ્ટાચાર્ય, ૧૨ મુરારિ, ૧૩ શુભવિજય, ૧૪ ગૌરીકાન્ત, ૧૫ માધવદેવ, ૧૬ નાગેશ, ૧૭ લૌગાક્ષિભાસ્કર, ૧૮ શાર્ઙ્ગધર, ૧૯ મહાદેવ, ૨૦ દિનકર, ૨૧ રામરુદ્ર, ૨૨ અન્નંભટ્ટ, ૨૩ ભટ્ટદિનકર, ૨૪ ખંડદેવ, ૨૫ શંભુભટ્ટ, ૨૬ નારાયણભટ્ટ, ૨૭ રાઘવાનન્દ, ૨૮ આપદેવ, ૨૯ અનન્તદેવ, ૩૦ અર્જુનમિશ્ર, ૩૧ શિવયોગી, ૩૨ શેષશ્રીકૃષ્ણ, ૩૩ ભટ્ટોજીદીક્ષિત, ૩૪ પંડિતરાજ જગન્નાથ, ૩૫ ચક્રપાણિશેષ, ૩૬ જ્ઞાનેન્દ્ર સરસ્વતી, ૩૭ રામકૃષ્ણ ભટ્ટ, ૩૮ વરદરાજ, ૩૯ વિશ્વેશ્વર, ૪૦ સદાશિવમિશ્ર, ૪૧ કૌણ્ડભટ્ટ, ૪૨ વનમાલિ, ૪૩ હરિવલ્લભ, ૪૪ નારાયણતીર્થ, ૪૫ ભવદેવ, ૪૬ રામાનંદ સરસ્વતી, ૪૭ ધર્મરાજાધ્વરીન્દ્ર, ૪૮ નારાયણ સરસ્વતી, ૪૯ રામતીર્થ, ૫૦ રામાનંદ પંડિત, ૫૧ પુરુષોત્તમ સરસ્વતી, ૫૨ રામકૃષ્ણાધ્વરીન્દ્ર, ૫૩ ગંગાધર સરસ્વતી, ૫૪ રંગોજી ભટ્ટ, ૫૫ મહાદેવ સરસ્વતી, ૫૬ સહજકીર્તિ જૈન, ૫૭ વિજયસિંહ જૈન, ૫૮ લઘુસંમતભદ્ર જૈન, ૫૯ જયસોમ, ૬૦ વિમલકીર્તિ, ૬૧ વિનયવિજય, ૬૨ બ્રહ્મેન્દ્ર, ૬૩ સદાશિવ ૬૨ પૂર્ણેન્દ્ર સરસ્વતી, ૬૪ ભટ્ટ નીલકંઠ, ૬૫ આડબા શુકલ, ૬૬ રઘુદેવ ભટ્ટાચાર્ય, ૬૭ મૌનીગોપી ભટ્ટ, ૬૬ બ્રહ્મન્દ્ર સરસ્વતી યતિ, ૬૯ વીરેશ્વર શુકલ, ૭૦ રત્નેશ્વર શુકલ, (મારા પૂર્વજ) ૭૧ અનંતદેવ મોહ, ૭૨ ગાગાભટ્ટ, ૭૩ બાલકૃષ્ણ ભટ્ટ, ૭૪ વ્યાંસેન્દ્ર, ૭૫ ગોવિંદભટ્ટકાળે, ૭૬, ગોવિંદભટ્ટ દશપુત્રે, ૭૭ વિનાયક શુકલ, ૭૮ ગોવિંદ ભટ્ટાચાર્ય, ૭૯ સામ્રાજ્ય પંડિત, ૮૦ અનંતદેવ, (આપદેવનો પુત્ર) ૮૧ ચિન્તામણિ ભટ્ટ, ૮૨ વીરેશ્વર શુકલ, ૮૩ લક્ષ્મણ પંડિત, ૮૪ રામરાવ ભટ્ટાચાર્ય, ૮૫ કાશીભટ્ટ સોમયાજી, ૮૬ ગણેશદીક્ષિત, ૮૭ પૌરાણિક ગદાધર, ૮૮ વાચ્છાભટ્ટ, ૮૯ નમુનભટ્ટ, ૯૦ ભાસ્કર જ્યોતિર્વિદ, ૯૧ માધવદેવ, ૯૨ રામહૃદય ગોમાજી ભટ્ટ, ૯૩ લક્ષ્મણ સોમયાજી, ૯૪ બાપૂદીક્ષિત, ૯૫ જયરામ પંચાનન, ૯૬ વીનદીક્ષિત, ૯૭ મહાદેવ ભારદ્વાજ, ૯૮ ગૌતમભટ્ટ, ૯૯ પં. આનંદરામમખી, ૧૦૦ રત્નખરે દીક્ષિત, ૧૦૧ તાતાચાર્ય, ૧૦૨ સમરપુંગવદીક્ષિત (એમના વંશના મથુરાસ્થ ભટ્ટમાં છે) ૧૦૩ નાલકંઠ દીક્ષિત, ૧૦૪ રાજચૂડામણિ, ૧૦૫ વેંકટાધ્વરી.

ઉપર આપેલી સૂચીઓ ઉપરથી જાણી શકાશે કે લગભગ પોણાબસો ગોસ્વામી બાલકો અને સો ઉપરાંત દિગ્ગજ ગ્રંથકારો જે સમયમાં વિદ્યમાન હતા તે સમયમાં શ્રીપુરુષોત્તમજીનો પ્રતાપભાનુ શ્રીવલ્લભવંશને દીપાવી રહ્યો હતો.

**સરલજીવન**—શ્રીપુરુષોત્તમજી મહારાજનું જીવન અત્યંત સરલ હોવાથીજ તેઓશ્રીનો પ્રતાપ આટલો વધ્યો હતો. યદ્યપિ આધુનિક સાધનો પ્રાપ્ય થાય છે તે શ્રીપુરુષોત્તમજીને અત્યંત સુલભ હતાં, છતાં તેઓશ્રી કોઇ પણ જાતના યશઆરામમાં સમય ગાળતા ન હતા. ભગવત્સેવાથી જેટલો અવકાશ મલતો તેટલા સમયમાં ગ્રંથલેખનનો વ્યવસાય ચાલતો, જેમ આધુનિકોને પાશ્ચાત્ય વેશ અને પાશ્ચાત્ય ભાષા ગમે છે, તેમ તે સમયમાં યાવની વેશ ભાષા લોકોને ગમતાં હતાં. આપશ્રીને આવા લોકો પ્રત્યે તિરસ્કાર હતો. આવરણભંગમાં આજ્ઞા કરે છે કે एतेन मूर्खो अनापद्यपि म्लेच्छादिवेशभाषादिकं रोचन्ते स्वीकुर्वन्ति च तेऽपि तथेति बोधितम्!

**પરિવાર અને લીલાપ્રવેશ**—શ્રીપુરુષોત્તમજી મહારાજનો વિવાહ ક્યાં થયો હતો તેની ખબર મલી નથી, આપશ્રીના ત્રણ વહુજી હતાં શ્રીરાણીવહુજી, શ્રીચન્દ્રાવલી વહુજી

અને શ્રીપદ્માવત્તી વહુજી, એ લાલજી શ્રીયદુપતિજી અને શ્રીદામોદરજી પણ પ્રકટ્યા હતા, અને એક બેટીજી શ્રીહરિપ્રિયાજી હતા. સાંભળવા મુજબ બંને લાલજી આપશ્રીની સામેજ લીલામાં પધાર્યા હતા.

દિગ્વિજય માટે પરદેશ પધારતા અને સુરતમાં બિરાજીને શ્રીબાલકૃષ્ણ પ્રભુની સ્વરૂપ-સેવા અને ગ્રંથો દ્વારા નામસેવા કરતા હતા. સંવત્ ૧૭૨૦ પછી લીલાપ્રવેશ કર્યો એમ સંભળાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે. શ્રીપુરુષોત્તમજીએ લગભગ એક સદી સુધી ભૂતલને અલંકૃત કરી વૈષ્ણવી સૃષ્ટિને ઉપકૃત કરી હતી.

**શૈવ પંડિત અપ્પય્ય દીક્ષિત**—જેવા શ્રીપુરુષોત્તમજીમહારાજ પ્રતિભાસમ્પન્ન વિદ્વદ્રત્ન હતા તેવા પ્રતિપક્ષી પણ તે સમયે વિદ્યમાન હતા. એમ તે સમયે પણ તેજોદ્વેષીઓ ઘણા હતા પણ કોઇએ સામે થવાની હિમ્મત બતાવી ન હતી. ઉપર જણાવ્યા મુજબ ભાસ્કરાય અને અપ્પય્યદીક્ષિતજ વિશેષરૂપે ઉલ્લેખનીય છે, તેમાં ભાસ્કરરાય તો પરાજીત થવાથ ચિડાઇને ગાળો ભાંડતો ચાલ્યો ગયો, અને અપ્પય્યદીક્ષિતની સાથે થએલા વિવાદે સ્થિર સાહિત્યનું સ્વરૂપ ધારણ કર્યું. આ સાહિત્ય વિદ્વદ્ભોગ્ય છે. આ અપેય દીક્ષિત પણ પોતાના સમકાલિક પણ્ડિતોમાં માનીતા હતા. તેમના અનુયાયીઓ તેમને શેષનો અવતાર માનતા અને કોઇ શંકરનો અવતાર કહેતા. વાસ્તવિક રીતે તો આ અંધશ્રદ્ધાલુ શૈવોની અતિશયોક્તિ જ છે. અપેયદીક્ષિત પોતે શૈવ હોવા છતાં શૈવસિદ્ધાંતમાં માનનારા ન હતા. શંકરાચાર્યના માયાવાદને જ માનતા હતા. જ્યારે તેમણે શૈવભાષ્ય ઉપર ટીકા પણ લખી છે. મારા ધારવા પ્રમાણે શૈવમતમાં તેમને પાછળથી અશ્રદ્ધા થયલી હોવાથીજ શૈવ મતનો ત્યાગ કરી શાંકરમતમાં પ્રવેશ કર્યો હશે. અપેયદીક્ષિતનો જન્મ વૈષ્ણવ માતાપિતાથી જ થયો હતો— " पितामही यस्य वैष्णवस्य तु कन्या पिता श्वेतमृदूर्ध्वपुण्ड्रो " આ લોકોક્તિ તેમાં પ્રમાણ માની શકાય. આ ઉપરથી એમ પણ સિદ્ધ થાય છે કે દીક્ષિતે ધર્મત્યાગ કરી શૈવ મતમાં પ્રવેશ કર્યો અને પાછળથી માયાવાદી થયા.

**જન્મ અને વંશપરિચય**—મદ્રાસ પ્રાન્તમાં આવેલા કાંજીવરમ્ પાસે **અડયપ્પલમ્** નામનું એક નાનું ગામડું છે. ત્યાં આચાર્ય દીક્ષિત નામનો એક વિદ્વાન બ્રાહ્મણ રહેતો હતો. તેજ આચાર્ય દીક્ષિત "ન્યાયચિન્તામણિ" નામના ગ્રન્થનો પ્રણેતા છે. અને તેજ વક્ષસ્સ્થલાચાર્ય દીક્ષિતના નામથી પ્રસિદ્ધ છે. આ વિદ્વાન્ બ્રાહ્મણની દ્વિતીયપત્ની વૈષ્ણવકુલતિલક વૈકુણ્ઠાચાર્યના વંશજ શ્રીરંગરાજાચાર્યની દુહિતા તોતરમ્બી હતી. તોતરમ્બીની સાથે આચાર્ય દીક્ષિતનું લગ્ન થયા પછી વિજયનગરાધિપતિ શ્રીકૃષ્ણરાજ મહારાજનો આશ્રય આ વિદ્વાનને પ્રાપ્ત થયો હતો. વૈષ્ણવકન્યા તોતરમ્બીની કુક્ષિથી તેને ચાર પુત્રોની પ્રાપ્તિ થઇ હતી. તેમાં સૌથી મોટા પુત્રનું નામ રંગરાજાધ્વરી હતું, રંગરાજાધ્વરીએ 'અદ્વૈતવિદ્યામુકુરવિવરણ' તથા 'અદ્વૈતદર્પણાદિ' અને ગ્રંથો રચ્યા આ રંગરાજાધ્વરીના વિષયમાં 'નલચરિત'માં ઘણું લખાયું છે. આજ રંગરાજાધ્વરીના જ્યેષ્ટ તનય અપ્પયદીક્ષિત છે. સિદ્ધાન્તલેશની સમાપ્તિમાં અપય્ય દીક્ષિત લખે છે કે—

विद्वद्गुरोर्विहितविश्वजिदध्वरस्य श्रीसर्वतोमुखमहाव्रतयाजिसूनोः ।
श्रीरङ्गराजमखिनः श्रितचन्द्रमौले—रप्पय्यदीक्षित इति प्रथितस्तनूजः ॥

આ અપ્પય દીક્ષિત જેવા પ્રસિદ્ધ વિદ્વાનના સમય નિર્ણય માટે વિદ્વાનોમાં ઘણો મત ભેદ છે. ભટ્ટ આત્મારામ અને જયંત પણ્ડિત વગેરે માને છે કે દીક્ષિત ઈ. સ. ૧૫૬૪થી પહેલાં થયા છે. બ્રહ્મવિદ્યાપત્રિકાકાર માને છે કે ૧૫૫૦ માં અપ્પય દીક્ષિત ૭૦ વર્ષના વૃદ્ધ હતા. આ ઉપરથી ૧૪૮૦ માં અપ્પયનો જન્મ સિદ્ધ થાય છે. પાશ્ચાત્ય વિદ્વાનો ૧૫૨૦ થી પૂર્વે અપ્પયનો સમય માને છે. મહામહોપાધ્યાય ગંગાધર શાસ્ત્રીજી પણ બ્રહ્મવિદ્યા પત્રિકાકારને અનુસરે છે. તેમજ આ વિષયમાં અને કિંવદન્તીમાં પણ સંભળાય છે. એક મત એવો પણ પ્રચલિત છે કે એક વાર વિજયનગરના મહારાજા શ્રીકૃષ્ણરાજને વેંકટાચલ ઉપર વિશ્વજીત્ યાગ કરવાની ઈચ્છા થઇ, ત્યારે અપ્પયને બોલાવીને તેમણે પોતાની ઇચ્છા જણાવી. અપ્પયે કહ્યું કે આ યાગ કાશીમાં કરવો. અપ્પયની સલાહ મુજબ તે યાગ કાશીમાં થયા અને તે સમયે અપ્પય પણ કાશીમાં હાજર થયા હતા. કાશીમાં અપ્પયનો સિદ્ધાન્ત-કૌમુદીકર્તા ભટ્ટોજી સાથે શાસ્ત્રાર્થ થયો હતો. આ જનશ્રુતિ કાશીના પણ્ડિતોમાં પ્રસિદ્ધ છે. અને મદ્રાસી પણ્ડિતો કહે છે કે ભટ્ટોજી રામેશ્વરની યાત્રાએ ગયા ત્યારે કાંચીમાં શાસ્ત્રાર્થ થયો–અને થોડા દિવસ કાંચીમાં રહીને ભટ્ટોજીએ અપ્પય પાસે બ્રહ્મસૂત્રશાંકરભાષ્યનું અધ્યયન કર્યું. મદ્રાસીઓમાં આ અતિશયોક્તિ જણાય છે. કારણ કે ભટ્ટોજી જેવા સમર્થ વિદ્વાન્ શાસ્ત્રાર્થ કરી પરાજીત કરનાર પાસે તે શાંકરભાષ્ય ભણવા બેસે સર્વથા અસંભવિત છે. કાશીના પણ્ડિતો જેના ગ્રન્થને વખાણે અને આજ સુધી જેની સિદ્ધાન્તકૌમુદીનું અધ્યયન કરીને લાખો વિદ્વાનોએ વ્યુત્પત્તિ મેળવી તેને કાશી છોડીને ઇતરત્ર અધ્યયન કરવાની અપેક્ષા હોય જ નહિ. કદાચ ભટ્ટોજીને અપ્પયે પરાસ્ત કર્યા હશે પણ તે શાંકર ભાષ્ય અપ્પય પાસે ભણ્યા હતા આ વાત તો કોઈપણ સહૃદય વ્યક્તિ માની શકે તેમ નથી. પરંતુ આ ઉભય પ્રકારની જનશ્રુતિમાં આંશિક સત્ય તો છે જ. વિશ્વજીત્ યાગ કાશીમાં થયો અને તે સમયે અપ્પય કાશીમાં હાજર થયા હતા. આ અંશ સત્ય છે. કાશીમાં અપ્પયનો ભટ્ટોજી સાથે નહિ પણ શેષ વીરેશ્વર સાથે શાસ્ત્રાર્થ થયો હતો. અને તેજ સમયે પણ્ડિતરાજ જગન્નાથ પણ જયપુરથી આવ્યા હતા. અપ્પય અને પણ્ડિતરાજનો પ્રથમ સમાગમ કાશીમાં જ થયો. વળી તે સમયે જગન્નાથના મીમાંસાશાસ્ત્રના ગુરુ પણ્ડિતપ્રવર ખણ્ડદેવ સાથે પણ અપ્પયનો શાસ્ત્રાર્થ થયો હતો. કદાચ અપ્પયનો તે સમયે ભટ્ટોજી સાથે સમાગમ પણ થયો હશે પણ આ વાર્તા વિશેષ વિશ્વસનીય નથી. ખણ્ડદેવ સાથે શાસ્ત્રાર્થ થયા પછી અપ્પય ઘણા દિવસ સુધી કાશીમાં રહ્યા હતા. " मीमांसकमूर्धन्यन विधिरसायनकृता " આ ભાટ્ટરસાયનસ્થ શબ્દોથી જણાય છે કે અપ્પયે ખણ્ડદેવને વિધિ-રસાયન બતાવ્યું હશે. અને કાશીમાં રહીને નિજ કૃતિનો પ્રચાર પણ કર્યો હશે. અપ્પય કાશીમાં આવીને રહ્યા હતા અને ખણ્ડદેવ વગેરે પણ્ડિતો સાથે તેમનો સમાગમ થયો હતો આ વિષયને " चितळे भट्ट प्रकरण " આ મરાઠી પુસ્તકમાં એક ઐતિહાસિક પ્રમાણથી પુષ્ટિ મળે છે. આમાં લખ્યું છે કે, મહારાષ્ટ્રીય દેવરૂખેબ્રાહ્મણોની પંક્તિમાં અન્યબ્રાહ્મણો બેસીને ભોજન કરી શકે કે નહિ ? આ વિષયમાં મહારાષ્ટ્રમાં મોટો વાદ થયો હતો, આખરે કાશીના વિદ્વાનોનો નિર્ણય પૂછાવ્યો. આ નિર્ણય કરવા માટે મુક્તિમંડપ (કાશી) માં એક સભા ભરવામાં આવી હતી. તે સમયે કાશીના જે પણ્ડિતો હાજર હતા તેમાં અપ્પયના પણ સ્તાક્ષર છે. "ચિતળે ભટ્ટ પ્રકરણ" માં જે પત્રો છપાયા છે, તેની અસલ પ્રતિ મારા

સતીર્થ પં. રઘુનાથ શાસ્ત્રી કોકજે તર્કતીર્થદ્વારા મને પ્રાપ્ત થયા છે. તે સભામાં મારા પૂર્વજ રત્નેશ્વર શુકલ અને તચ્છિષ્ય **ત્રિવેદી મોઢ ઉદ્ધવાત્મજ અનંતદેવ** પણ હાજર હતા. અપ્પય જ્યારે કાશી આવ્યા ત્યારે વિધિરસાયન સંપૂર્ણ થયું હતું. આ ગ્રન્થ તેમની ૩૦ વર્ષની ઉંમરમાં રચાયો એમ મારા મીમાંસાગુરુ શ્રીયુત ચિન્નસ્વામી શાસ્ત્રી પ્રભૃતિ વિદ્વાનો માને છે. પણ્ડિતરાજ અને અપ્પયનો સમાગમ થયો તે નીચેના શ્લોકથી સ્પષ્ટ છે-

यष्टुं विश्वजिता ध्रुवं परिधिरं सर्वे बुधा निर्जिता भट्टोजिप्रमुखास्सजगन्नाथोपि निस्तारितः ।

આ પદ્યથી તેમજ બીજાં અનેક ઐતિહાસિક પ્રમાણોથી સિદ્ધ થાય છે કે પંડિતરાજ અને અપ્પય્યનો સમાગમ કાશીમાં થયો હતો. જગન્નાથ પંડિતરાજ કાશીમાં રહેવા માટે આવ્યા તે સમય ઇ. સ. ૧૬૫૮ પછીનો છે. કારણ કે ઔરંગઝેબે શાહજહાં-ને ૧૬૫૮ માં કેદ કર્યો હતો. અર્થાત્ શાહજહાં કારાગૃહવાસી થયો ત્યારેજ તેના આશ્રિત પણ્ડિતરાજ પણ દિલ્લી છોડીને કાશીવાસી થયા. જગન્નાથનો સમાગમ ઉપરના પદ્યમાં પૂર્વાર્ધમાં જણાવ્યો છે. અર્થાત્ પચાશની પૂર્વે એટલે વિધિરસાયનની રચના પછી અને પચાશની પૂર્વે એમ કહેવાથી લગભગ ૩૫ થી ૪૦ વર્ષની અવસ્થા ૧૬૫૮ માં સિદ્ધ થાય છે. શ્રીમત્પુરુષોત્તમજીનું પ્રાકટ્ય સંવત ૧૭૨૪ છે અર્થાત્ ૧૬૬૮ ઇ. સ. માં પ્રાકટ્ય થયું. અપ્પય્યની મહાયાત્રા બહોતેર વર્ષની અવસ્થામાં છે એટલે શ્રીપુરુષોત્તમજીના પ્રાકટ્ય સમયે અપ્પય ૪૫ કે ૫૦ વર્ષના હતા. શ્રીપુરુષોત્તમજી સાત આઠ વર્ષના બાલક હતા ત્યારે અપ્પય સૂરત આવ્યા અને શાસ્ત્રાર્થનું કહેવરાવ્યું. તે સમય અર્થાત્જ અપ્પય ૫૩ કે ૫૮ વર્ષની ઉંમરના હશે. અને અપ્પયના પ્રયાણસમયે શ્રીપુરુષોત્તમજી ચૌદથી ઓગણીશ વીશ વર્ષના હોવા જોઇએ. શ્રીપુરુષોત્તમજી મહારાજે પ્રહસ્તવાદ અપ્પયદીક્ષિતની વિદ્યમાનતામાંજ લખીને તૈયાર કર્યો છે. પ્રહસ્તવાદ કયી સાલમાં લખાયો તે મને જ્ઞાત નથી તથાપિ આટલું કહી શકાય કે આવરણભંગમાં પ્રહસ્ત અને પંડિતકરભિન્દિપાલનો ઉલ્લેખ હોવાથી આ મહાન્ ગ્રંથ રચાયા પૂર્વેજ પ્રહસ્ત તૈયાર થયો છે. ખણ્ડનમણ્ડનની પ્રવૃત્તિ ઘણું કરીને યુવાવસ્થામાં વિશેષ હોય છે, અને તેમાંયે સાત આઠ વર્ષના બાલકને શાસ્ત્રાર્થનું આવ્હાન કરનારનું ખણ્ડન વીશ વર્ષના યુવાન્ કરે તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. **શૈવ અથવા પરમમાહેશ્વરોને** તેમની ઉત્તરાવસ્થામાં **પ્રહસ્ત** અર્પનારા આચાર્યો પૂર્વે જેમ વિદ્યમાન હતા, તેમ આજે પણ અસ્તિત્વ ધરાવે છે. પરમમાહેશ્વરે આ પાઠ શીખવો રહ્યો.

અપ્પયદીક્ષિત જેવા વિદ્વાનને જીવિકોપાર્જનમાં વિશેષ મહેનત કરવી ન પડે, તે સામાન્ય વાર્તા છે. આપણે આટલું જાણ્યું છેજ કે એમના પિતા શ્રીરંગરાજાધ્વરી વિજયનગરાધીશના આશ્રિત હતા; અને અપ્પય પણ વિજયનગરાધિપતિ પાસે રહ્યા હતા. મને એમ લાગે છે કે વિજયનગરાધીશ્વર કૃષ્ણદેવરાયના પુત્ર નરસૂભૂપતિના પુત્ર વેંકટપતિરાયની પાસેથી એમને ઘણું દ્રવ્ય મળ્યું હશે. આ વેંકટપતિરાયેજ વિશ્વજિત્ યાગ કર્યો હતો અને તેની સાથે અપ્પય પણ કાશી ગયા હતા.

અપ્પય દીક્ષિતનું લગ્ન કયાં અને કોની જોડે થયું તે અમને અજ્ઞાત નથી. પરંતુ વેંકટેશ્વર પ્રેસમાં મુદ્રિત કુવલયાનન્દની પ્રસ્તાવના જોવાથી જ્ઞાત થાય છે કે અપ્પય એક વિધવા સાથે પ્રેમમાં પડયા હતા. અને આજ કારણથી તેમનો જ્ઞાતિએ બહિષ્કાર પણ કર્યો હતો. અપ્પય કહેતા હતા કે આ વિધવા મારી પૂર્વજન્મની પત્ની છે. જ્યારે લોકા-

પવાદ વધ્યો ત્યારે અપ્પયને ઘર છોડીને પોતાની પૂર્વજન્મની પત્ની સાથે નાસી જવાની ફરજ પડી. એક શિવાલયમાં તે પોતાની પૂર્વજન્મની પત્ની સાથે રહેવા લાગ્યા. લોકો કહે છે કે તેઓ સપત્નીક (!) ૭૨ વર્ષની ઉંમરે મહાયાત્રાએ સિધાવ્યા. કોઈ કહે છે કે તે વિધવા સહ-જેમ જગન્નાથનો ઉદ્ધાર ગંગાજીએ કર્યો તેમ-શિવલિઙ્ગમાં સમાવિષ્ટ થયા. એમનો દેહાન્ત ચિદમ્બરમમાં થયો હતો.

## શિવતત્ત્વવિવેક અને પ્રહસ્તવાદ.

અમે પ્રથમ જણાવ્યું છે કે શ્રીમત્પુરુષોત્તમજીમહારાજે અપ્પયદીક્ષિતને [1]પ્રહસ્ત અર્પ્યો હતો. આ પ્રહસ્ત આપવાનું કારણ શિવતત્ત્વવિવેક છે. પ્રહસ્તવાદમાં શ્રીપુરુષોત્તમજીએ શિવતત્ત્વવિવેકમાં કરેલા આક્ષેપોનો જવાબ આપ્યો છે. આજકાલના કહેવાતા શૈવો અને શાંકરો ગમે તેવા આક્ષેપો કરે છે, પણ જો તેઓ શિવતત્ત્વ વાંચીને પ્રહસ્ત વાંચે તો તેમને ખબર પડે કે વાસ્તવિક સિદ્ધાન્ત શું છે; અને વિદ્વાનોએ આ વિષયનો ખુલાસો કેવી રીતે કર્યો છે? અપ્પયદીક્ષિતે સૌત્રામણિયાગની પ્રસાદી લઈને ( સુરાપાન કરીને ) તેની પૂર્વજન્મની પત્નીના સંગથી દૂષિત બુદ્ધિ થઇ જવાથી વિવેકશૂન્ય થઇને શિવતત્ત્વવિવેક લખ્યો, આ ઉન્મત્ત અને વિવેકશૂન્ય થયેલાઓને ભાનમાં લાવવા માટે શ્રીપુરુષોત્તમજીમહારાજે પ્રહસ્તવાદ લખ્યો. આ પ્રવૃત્તિ યોગ્યજ હતી યદ્યપિ શિવતત્ત્વ લખવાનું પ્રયોજન અપ્પયદીક્ષિતના મામા તાતાચાર્ય પ્રત્યેનો તેનો દ્વેષ હતું. તથાપિ તે ગ્રન્થ વૈષ્ણવોની વિરુદ્ધ હોવાથી તેનો જવાબ તે સમયના પંડિતોએ આપવો જોઇતો હતો. રામાનુજોએ दुरूहचपेटिका મધ્વોએ शैवविध्वंस અને આપણા સમ્પ્રદાય તરફથી વિદ્વદ્વર જયગોપાલ ભટ્ટ મઠપતિએ दुर्मुखमुखध्वंस નામક ગ્રન્થ દ્વારા જવાબ અપાયો હતો. તથાપિ શ્રીપુરુષોત્તમજી મહારાજને આ ગ્રન્થ લખવાની આવશ્યકતા જણાઈ તેનાં મુખ્ય બે કારણ છે. એક તો એ કે ઉપર જણાવેલા ગ્રન્થોમાં શિવતત્ત્વવિવેકનો આશય પૂર્વપક્ષના રૂપમાં ગ્રહણ કરીને તેનો જવાબ આપ્યો હતો, પણ અક્ષરશઃ શિવતત્ત્વવિવેકનું ખણ્ડન થયું ન હતું, અને બીજું એકે અપ્પયદીક્ષિતે સાત આઠ વર્ષના બાલક સાથે શાસ્ત્રાર્થ કરવાની અભિલાષા જણાવી શ્રીપુરુષોત્તમજી સાથે વાદ કર્યો હતો. શ્રીમહાપ્રભુજીના પ્રતાપની સામે આ પામર જીવ શું કરી શકે ? આઠ વર્ષના શ્રીપુરુષોત્તમજીએ તેને પરાજિત કર્યો, અને તેની હયાતીમાંજ તેના ગ્રંથનું ખણ્ડન ગ્રન્થરૂપે કર્યું. પ્રહસ્તવાદમાં શિવતત્ત્વવિવેકના પ્રત્યેક પ્રકરણ, શ્લોક, તથા ટીકામાં આવેલાં પ્રમાણોની સમીક્ષા શાસ્ત્રીય પદ્ધતિને અનુસરીને કરવામાં આવી છે. અપ્પયે જ્યાં વેદાન્તદર્શનનાં અધિકરણો ટાંક્યા છે ત્યાં તેનો વિચાર વેદાન્તનીજ યુક્તિઓ અને પ્રમાણો દ્વારા, તથા પૂર્વમીમાંસાનાં અધિકરણોનો વિચાર પૂર્વમીમાંસાથી તેમજ પુરાણનાં વાક્યોનો સમન્વય પુરાણોથીજ કરવામાં આવ્યો છે.

શિવતત્ત્વવિવેકમાં ૬૪ શ્લોક છે. આ શ્લોકો " શિખરિણી " વૃત્તમાં રચેલા હોવાથી તેને શિખરિણીમાલા પણ કહે છે. શિખરિણીમાલાની જે ટીકા અપ્પયદીક્ષિતે જ લખી છે તેનું નામજ શિવતત્ત્વવિવેક છે. શિવતત્ત્વવિવેકની વિષયસૂચી નીચે જણાવ્યા મુજબ છે-

| શ્લોક સંખ્યા. | પ્રતિપાદ્ય વિષય. |
|---|---|
| ૧ | મંગલાચરણ-શિવજ ધ્યેય છે, વિષ્ણુ નહિ. |
| ૨ | શિવજ પરદેવતા હોવાથી, તેજ પરમતત્ત્વ છે. મૂર્તિત્રયાતીત શિવ છે. |

---

૧ પ્રહસ્ત એટલે તમાચો, અથવા તો પંજો, જેથી દાંત તૂટે અથવા હાથ ખડી-ફતરી જાય.

૩ यमादित्यो न वेद ઇત્યાદિ શ્રુતિવાક્યો ઉપરથી સિદ્ધ થાય છે કે બ્રહ્માદિ દેવતાઓને પણ પરબ્રહ્મ ( અપ્પેય દીક્ષિતના મતે પરમશિવ )ની સ્તુતિ કરવાનો અધિકાર નથી. તે તેને પ્રાપ્ત થયો છે.

૪ વૈષ્ણવોપાસના અવૈદિક છે. જેઓ શિવની ઉપાસના કરતા નથી તેમનો જન્મ નિષ્ફલ છે.

૫ ચોથા શ્લોકમાં વૈષ્ણવોની નિન્દા કરીને અહીં एष ह्येव साधु कर्म कारयति આ આ શ્રુતિ શિવપરક છે એમ સિદ્ધ કર્યું છે.

૬—૭ ઉપર જણાવેલાજ અર્થનું સમર્થન.

૮ नायमात्मा प्रवचनेन लभ्यः આ શ્રુતિમાં આત્મશબ્દ શિવનો વાચક છે.

૯ શિવની ભક્તિથીજ ચારે પુરુષાર્થ પ્રાપ્ત થાય છે.

૧૦ દધીચિ ઋષિના શાપથી વૈષ્ણવોની બુદ્ધિ નષ્ટ થઇ ગઇ છે.

૧૧ લોકમાં શિવભક્તિ ઉપર વિશ્વાસ નથી. પ્રત્યુત વિષ્ણુની ભક્તિ ઉપરજ વિશ્વાસ છે અને તેથીજ વિષ્ણુનું આરાધન વિશેષ પ્રમાણમાં લોકો કરે છે. તેથી પરિ-સંખ્યાથી શિવમહિમાપર વિશ્વાસ કરનારા અત્યન્ત વિરલ હોય છે એમ પ્રતિપાદન કર્યું છે. **આ સ્થલે ઉપોદ્ઘાત પ્રકરણ પૂર્ણ થાય છે.**

૧૨ દુનિયામાં શિવજ પરમતત્ત્વ છે એમ સિદ્ધ કરવા માટે તેમજ ઉપાધિ તથા ઉપાધિપ્રયુક્ત ગુણાદિક બતાવવા માટે શિવને ઉપાધિનિર્મુક્ત કહે છે.

૧૩–૧૪ નિરુપધિ બ્રહ્મ ( શિવ ) પણ લોકાનુગ્રહની ઇચ્છાએ કલ્પિત ગુણોએ યુક્ત થાય છે. તે બ્રહ્મ માયાની ઉપાધિએ યુક્ત અને ગુણ છે. ( આ સ્થલે બ્રહ્મ માયાની ઉપાધિવાળું છે એમ સિદ્ધ કરવાનો પ્રયાસ કર્યો છે. પ્રમાણ અને યુક્તિઓ શૈવોની નહિ પણ શૈવમતનું ખણ્ડન કરનારા શાંકર મતની ગ્રહણ કરી છે. શાંકરમતનું ખણ્ડન હજારોવાર વૈષ્ણવોએ કર્યું છે. હવે એક પણ પ્રમાણ અથવા અથવા યુક્તિ એવી નથી કે જેનું ખણ્ડન ભાસ્કરથી પ્રારંભીને શ્રીપુરુષોત્તમજી મહારાજ સુધીના વિચારકોએ ન કર્યું હોય. )

૧૫–૧૭ શ્રુતિઓના બલાબલની પરીક્ષા.

૧૮ શિવનું કારણત્વ.

૧૯–૨૦ કારણત્વ પ્રતિપાદિકા સર્વ શ્રુતિઓ શિવમાંજ પર્યવસાન પામે છે.

૨૦ સર્વ ઉપનિષદો શિવનુંજ વર્ણન કરે છે.

૨૨–૨૩ વેદોક્ત પુરુષસૂક્તમાં પણ શિવનુંજ વર્ણન આવે છે.

૨૪–૨૮ સર્વ વેદો શિવપરજ છે.

૨૯–૩૦ શિવજ અન્તર્યામી છે.

૩૧–૩૫ નારાયણાનુવાક વિષ્ણુપરક છે એમ પૂર્વપક્ષ કરીને તેનું ખણ્ડન અને સર્વ શ્રુતિઓ શિવનેજ પરબ્રહ્મ કહે છે એમ પ્રતિપાદન.

પૂર્વાર્ધમાં કર્મકાણ્ડ અને ઉપનિષદનો વિચાર કર્યો હવે પુરાણાદિનો વિચાર પ્રારંભાય છે.

૩૬ સર્વે પુરાણો શિવનુંજ વર્ણન કરે છે.

૩૭ મહાભારતમાં સર્વત્ર શિવનું જ વર્ણન છે. કૃષ્ણનું નથી.

૩૮ રામાયણમાં શિવનોજ ઉત્કર્ષ બતાવ્યો છે, વિષ્ણુનો નહિ.
૩૯ મનુસ્મૃત્યાદિ ધર્મશાસ્ત્રો પણ શિવનો ઉત્કર્ષ બતાવે છે.
૪૦ બ્રહ્મસૂત્રોમાં શિવને જ ઈશાન શબ્દથી પ્રતીત કહે છે. ઉમાપતિ શિવ જ પરબ્રહ્મ છે, એમ સૂત્રકારનો હૃદયસ્થિત આશય છે.
૪૧ જ્યારે બ્રહ્મસૂત્રોજ શિવપરક છે ત્યારે બ્રહ્માદિશબ્દોને શિવપરક કેમ ન માનવા?
૪૨ "શિવ" શબ્દ નિરતિશય ઐશ્વર્યયુક્ત શિવનો બોધક છે.
૪૩–૪૪ સર્વાધિક પદાર્થ ઈશાન શબ્દવાચ્ય શિવથી અતિરિક્ત અન્ય નથી.
૪૫ નારાયણ જગતનું કારણ છે આ મતનું ખણ્ડન.
૪૬–૪૭ શૈવાગમને જે લોકો અપ્રમાણ કહે છે તેમના મતનો નિરાસ (આ સ્થળે શૈવાગમનો નિષેધ કરનારા શઙ્કરભગવાનના મતનું પણ ખણ્ડન થાય છે.)
૪૮ વિષ્ણુપરક શ્રુતિઓનાં પ્રાબલ્યનો નિરાસ.
૪૯–૫૧ બ્રહ્મા વિષ્ણુ અને રુદ્ર આ ત્રિમૂર્તિમાં શિવનોજ ઉત્કર્ષ છે.
૫૨–૫૫ ગાયત્રીમાં પણ શિવનોજ ઉત્કર્ષ છે.
૫૬ દ્વિજાતિમાં બ્રાહ્મણે શિવભજનજ કરવું જોઇએ.
૫૭ ક્ષત્રિયોએ પણ લિંગાર્ચનજ કરવું જોઇએ.
૫૮ વૈશ્યોનો આરાધ્ય દેવ પણ શિવજ છે. સામાન્ય રીતે સર્વ કામનાઓની પૂર્તિ શિવથીજ થાય છે. તેથી સર્વેએ શિવારાધનજ કરવું જોઇએ.
૫૯ નિઃશ્રેયસરૂપ અપ્રાકૃત ફલ પ્રાપ્ત કરવું હોય તો તે ફલ શિવારાધન વિના મળી શકે તેમ નથી.
૬૦ સકલ પ્રાણિવૃન્દને સેવ્ય શિવજ છે.
૬૧ જે મૂર્ખ શિવભજનથી વિમુખ રહે છે, તેને પાપ લાગે છે.
૬૨ શિવભજનથી નિરતિશય પુરુષાર્થ સિદ્ધ થાય છે.
૬૩ આ સ્તોત્ર રચીને શિખરિણીમાલા શિવને ઉપહાર કરૂં છું!
૬૪ આ સ્તોત્ર રચવામાં અપેયદીક્ષિત પોતાની મૂઢતા અને મંદમતિત્વને સ્વીકારે છે.

આ પ્રકારે અપેયદીક્ષિતે જાણી જોઇને વૈષ્ણવોની નિન્દા કરી છે. આ ગ્રન્થમાં દીક્ષિતે પોતાના પાણ્ડિત્યનો દુરુપયોગ કર્યો છે.

## પ્રહસ્તવાદનો પ્રતિપાદ્ય વિષય.

શ્રીમત્પુરુષોત્તમજી મહારાજે ઉપર જણાવેલા પ્રત્યેક વિષયનું ખણ્ડન કર્યું છે. આપશ્રીએ પ્રહસ્તવાદને ત્રણ વિભાગમાં વિભક્ત કર્યો છે. સૌથી પ્રથમ વેદાન્તતાત્પર્યનિરૂપણ આવે છે. બીજા પ્રકરણમાં ભ્રાન્તશૈવનિરાકરણ અને ત્રીજા પ્રકરણમાં મૂલસ્વરૂપનિર્ધાર છે. વેદાન્ત તાત્પર્ય નિરૂપણમાં શાંકરમતમાં બ્રહ્મને નિર્ગુણ કહીને તેની પાછળ ઉપાધિ લગાડી દીધી છે, તે ઉપાધિનું ખણ્ડન આવે છે. શાંકરોની ઉપાધિના વિષયમાં જેટલી યુક્તિઓ છે તે સર્વનું અત્ર ખણ્ડન કર્યું છે. અને વિરુદ્ધધર્માધાર ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રજ પરબ્રહ્મ છે એમ શ્રુતિ અને સૂત્રોથી સિદ્ધ કર્યું છે.

## વેદાન્તતાત્પર્યનિરૂપણ.

આ કરણમાં માહાત્મ્યજ્ઞાનના વિષયનો વિચાર છે. શ્રુતિઓમાં ભગવાનના મહિમાનું

વર્ણન છે, કે નહિ ? આ પ્રશ્નથી પ્રસ્તુત ગ્રંથનો પ્રારંભ થાય છે. પૂર્વપક્ષીનું કથન છે કે શ્રુતિઓમાં પરબ્રહ્મનું માહાત્મ્ય કહ્યું નથી. માહાત્મ્ય સગુણ પદાર્થનું હોય. બ્રહ્મ નિર્ગુણ હોવાથી તેનાં માહાત્મ્યનું વર્ણન કરી શકાય નહિ. માહાત્મ્યપ્રતિપાદક વેદભાગ પરબ્રહ્મનું નહિ પણ સોપાધિક બ્રહ્મનું વર્ણન કરે છે.

સિદ્ધાન્તી કહે છે કે બ્રહ્મ સોપાધિક થઈ શકેજ નહિ. મહિમાનું જે વર્ણન છે, તે સોપાધિક બ્રહ્મનું નહિ પણ નિરુપાધિકનુંજ છે. બ્રહ્મ વિરુદ્ધધર્માશ્રય છે. બ્રહ્મજ જગતનું કારણ છે. તેજ સર્વાન્તર છે. ભોક્તા પણ તેજ અને અન્તર્યામી પણ તેજ છે. ઉપાધિપક્ષનો સ્વીકાર કરવાથી અનેક દોષો ઉદ્ભવે છે. ઉપાધિ શું અનાદિ છે કે સાદિ ? જો સાદિ માનશો તો તમારૂં મત ખણ્ડિત થશે. કારણકે તમે ઉપહિત ઇશ્વિરને માનો છો. ઉપાધિને સાદિ માનવથી ઇશ્વિર પણ સાદિ થઇ જશે. અને ત્યારે સાંખ્યના કાર્યેશ્વરવાદમાં પ્રવેશ થશે. અને તેથી વેદાન્તસિદ્ધાંત ભંગ થશે. જો અનાદિ માનશો તો જે પદાર્થ અનાદિ હોય તે અનન્ત પણ હોવોજ જોઇએ. આ નિયમને અનુસારીને તમારી ઉપાધિ કદી પણ નહિ છુટી શકે. તમારો અનાદિ સાન્ત પક્ષ પણ અયોગ્ય છે. કેમકે તે પક્ષમાં આટલું સ્વીકારવુંજ પડશે કે બ્રહ્મ સર્વજ્ઞ છે અને હિરણ્યગર્ભાદિનો ગુરુ છે તેમજ સર્વ વેદોને જાણે છે, માટે તેથી ઉત્કૃષ્ટ અધિકારી અન્ય કોઇ ન હોવાથી કોઇને પણ તેનો સાક્ષાત્કાર નહિ થાય. વળી "ઇશ્વર અપરોક્ષ છે" આ પક્ષને માનનારાઓના પક્ષમાં પણ બ્રહ્મનો સાક્ષાત્કાર આવશ્યક હોવાથી તેમની મુક્તિ થવાથી પ્રપંચનો ભંગ થઇ જશે. અથવા મુક્તિના અભાવમાં અન્યને અપરોક્ષ જ્ઞાન નહિ થાય. અથવા ઇશ્વિરમાં જઘન્યત્વ દોષ ઉત્પન્ન થઈ જશે. માટે ઉપાધિપક્ષ નિતાન્ત અનુચિત છે.

આગળ જઇને શ્રીપુરુષોત્તમજી મહારાજ અવિદ્યાના વિષયમાં વિચાર કરે છે. અવિદ્યાનો પક્ષ પણ અનેક યુક્તિઓથી ખણ્ડિત થાય છે. આ વિષય અનેક સ્થલે વિસ્તૃતરૂપે ચર્ચાયલો હોવાથી અમે તેની ચર્ચા અહીં કરી નથી. વિશેષ જીજ્ઞાસુએ "પુષ્ટિ સિદ્ધાન્તશેખર" વાંચવું. આ પ્રકરણમાં નીચે દર્શાવેલા વિષયોનો સમાવેશ થાય છે.

૧ સર્વ વેદાન્તો પરબ્રહ્મનો નિર્ણય કરે છે.
૨ અવાસ્તવિક બ્રહ્મપરત્વે વાદિનો પૂર્વપક્ષ.
૩ સોપાધિક બ્રહ્મ છે આ મતનું ખંડન.
૪ વૈદિક નિર્ણયમાં શ્રુતિજ પ્રમાણ છે નહિ કે કુતર્ક.
૫ ઉપાધિપક્ષ અવૈદિક છે.
૬ બ્રહ્મ સધર્મક છે એમ શ્રુતિ કહે છે.
૭ બ્રહ્મમાં પ્રાકૃત ધર્મનોજ નિષેધ છે, અપ્રાકૃતનો નહિ.
૮ ઉપાધિવાદીની એક નવીન યુક્તિ.
૯ બ્રહ્મ વિરુદ્ધસર્વધર્માશ્રય છે.
૧૦ અવિદ્યાની ઉપાધિનો સ્વીકાર કરવાથી અનેક દોષો ઉદ્ભવે છે.
૧૧ માયિક આકાર છે એ પક્ષનો નિરાસ.
૧૨ અવિકૃતપરિણામવાદનું નિરૂપણ.
૧૩ નિરુપધિ બ્રહ્મના મહિમાનુંજ વર્ણન છે, અને તેજ શ્રુતિનો સિદ્ધાન્ત છે.

## ભ્રાન્તશૈવનિરાકરણ.

દ્વિતીય પ્રકરણમાં શિવતત્ત્વવિવેકમાં શિવજ સર્વ છે અને સર્વશાસ્ત્રોનું પ્રમેય શિવ છે અન્ય નથી આ મતનું જે પ્રતિપાદન કર્યું તેનું તેનું ખણ્ડન આવે છે. વિષયવિવેચનની દૃષ્ટિએ શ્લોકનો ક્રમ સ્વીકાર્યો નથી. તેના જુદાં જુદાં પ્રકરણો પાડીને તે તે પ્રકરણોમાં આગળપાછળ આવતા શ્લોકો ગોઠવીને ખંડન કર્યું છે.

કોઈ કહે છે કે બ્રહ્મ નિરાકાર છે. તે માયાની ઉપાધિને લીધે અનેક આકારવાળું છે. તે સર્વ આકારોમાં સમાનતા માનવામાં અને તે આકારોમાં ન્યૂનાધિક્ય માનવામાં કાંઇ પણ અન્તર આવતું નથી. સમાન માનશો તોયે તે માયિક છે, અને ન્યૂનાધિક માનશો તોયે માયિક તો છેજ. વળી કોઇ કહે છે કે માયિક આકારોમાં વિષ્ણુ ઉત્કૃષ્ટ છે. અને કોઇ શિવને ઉત્કૃષ્ટ માને છે. ભેદવાદીઓ કહે છે કે બ્રહ્મના ચૈતન્યાદિ તે તે ભેદો જ બ્રહ્મ છે. અન્ય જીવ છે. આ મતભેદો હોવા છતાં વાસ્તવિક સિદ્ધાન્ત આ છે—વસ્તુતઃ બ્રહ્મ ત્રિગુણાતીત માયાનું નિમાયક ઉપનિષદોથી સિદ્ધ કરાતું, વિરુદ્ધધર્માશ્રય હોવાથી સ્વાભાવિક રીતે સર્વાકાર કર્તૃ અને અકર્તૃ છે. અતએવ જુદા જુદા (ઉપર જણાવેલા) વાદોને અવસર પ્રાપ્ત થતો નથી. તેમજ બ્રહ્મમાં કોઇ પણ પ્રકારનો દોષ સિદ્ધ કરી શકાતો નથી. પરંતુ અન્ધહસ્તિન્યાયે જુદા જુદા મતવાળા તેને જુદા જુદા પ્રકારનું માને છે. અને તેથી તત્તત્સ્વરૂપોના ઉપાસકોને ફલદાન કરે છે. તથાપિ તે તે સ્વરૂપોમાં તારતમ્ય તો છેજ.

ઉપર જણાવેલા મતાન્તરોમાંથી વેદાન્તતાત્પર્યમાં માયાવાદનું ખણ્ડન તો થઇજ જાય છે. ભેદવાદ શ્રુતિસમ્મત ન હોવાથી તેમાં પ્રતિપાદિત કેવલ તારતમ્યનોજ વિચાર અત્ર પ્રસ્તુત થાય છે. તેમાં મહામહિમશાલી પરબ્રહ્મ છે, તેથી ઇતર વિભૂતિ છે. અન્ય રૂપો તો વિભૂતિથીએ ન્યૂન છે.

હવે વિચારવું જોઇએ કે તે મહામહિમશાળી સ્વરૂપ ક્યાં છે? શિવતત્ત્વના તેરમા શ્લોકમાં અપ્પયદીક્ષિત કહે છે કે બ્રહ્મોપનિષદ, તાપનીય શ્રુતિઓ મૈત્રાયણીયોપનિષદ્ તથા યોગી યાજ્ઞવલ્ક્યના વાક્યો, શ્રીભાગવત તથા વિષ્ણુપુરાણાદિમાં તેમજ અન્યત્ર પણ અનેક સ્થલે બ્રહ્મવિષ્ણુ અને શિવથી અતીત એક ચતુર્થ તત્ત્વનું પ્રતિપાદન છે. એજ પરમશિવ છે. આ સર્વ વાક્યો શિવમાંજ પર્યવસાન પામે છે. પરન્તુ આમ કહેવું કાંઇ વિચારશીલતાનું દ્યોતક નથી. તમે જે તત્ત્વને પરબ્રહ્મ માનો છે અને તે પરબ્રહ્મવાચક વાક્યોને શિવપરત્વે લગાડો છો તે તમારી યુક્તિઓ માનવા લાયક નથી. કેમકે તમારૂં બ્રહ્મ માયાની ઉપાધિવાળું છે. પરબ્રહ્મ કાંઇ સોપાધિક નથી. તમે જેને જે વાક્યોને શિવપરક માનો છો તે વાક્યો માહાત્મ્યનું પ્રતિપાદન કરે છે, તેથી તમારા મતને અનુસરી તે વાક્યો સોપાધિક બ્રહ્મપરક થયા, પરશિવપરક નહિ. મહિમાનું પ્રતિપાદન કરતાં વાક્યો માયામાં પર્યસાન પામશે ત્યારે તમારી વિચારશીલતાનું દેવાળું નિકળ્યું એમ માનવામાં કાંઈ પણ અયોગ્ય નથી. તમારી વિચારશૂન્યતાનું આ ચોખ્ખું પ્રમાણ છે. એક મોઢે તમે બ્રહ્મને માયો પહિત કહો છો અને બીજે મોઢે માહાત્મ્યપ્રતિપાદક વાક્યોને પરશિવપરક પણ કહો છો. ધન્ય છે આવા દ્વિજિહ્વોને ! માયોપહિત બ્રહ્મનું માહાત્મ્ય વેદ કે પુરાણમાં નથી, કિન્તુ નિરુપાધિક પરબ્રહ્મનુંજ માહાત્મ્ય વેદશાસ્ત્રો ગાય છે.

તમે માયાવાદને માનીને સગુણ બ્રહ્મને જગતનું કારણ કહો છો. આ સિદ્ધાન્ત પણ

શાસ્ત્રસમ્મત નથી. કેમકે શાસ્ત્રોમાં નિરૂપાધિક બ્રહ્મનેજ જગત્‌નું કારણ બતાવ્યું છે. " तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूतः " ઇત્યાદિ સૃષ્ટિપ્રતિપાદક વાક્યોમાં નિર્બીજ પરબ્રહ્મનુંજ કારણત્વે ગ્રહણ કરવામાં આવ્યું છે. આ વિષયમાં વિદ્વન્મણ્ડનાદિ ગ્રન્થો છે.

શાંકર ભાષ્યમાં પણ લખ્યું છે કે–" विष्णोर्व्यापनशीलस्य ब्रह्मणः परमात्मनः ॥ वासुदेवाख्यस्य प्रकृष्टं पदं स्थानं सत्त्वमित्येतत्पदमाप्नोति " વ્યાપનશીલ જે સર્વત્ર વ્યાપ્ત છે, તેજ પરમાત્મા પરબ્રહ્મ વાસુદેવ શ્રીકૃષ્ણનું પ્રકૃષ્ટ–સર્વશ્રેષ્ઠ સ્થાન સત્ત્વ છે ઇત્યાદિ વાક્યો પરબ્રહ્મ શ્રીકૃષ્ણ છે એમ પ્રતિપાદન કરે છે, નહિ તમારા મતનું.

વળી શાસ્ત્રોમાં શિવ, શંભુ, રુદ્ર, ઇશાન, મહેશ્વર ઈત્યાદિ શબ્દો માયોપાધિથી યુક્ત પરમશિવના જ વાચક છે, એમ શિવતત્ત્વવિવેકમાં લખ્યું છે, અમે અહીં જણાવીશું કે આ શબ્દો લખવાનું એ અપેયદીક્ષિતનું શું પ્રયોજન છે? તેનું પ્રયોજન વારાહપુરાણના એક વાક્યની સાથે છે. नारायणः शिवो विष्णुः शङ्करः परमेश्वरः ॥ एतैस्तु नामभिर्ब्रह्म परं प्रोक्तं सनातनम् " આ શ્લોકમાં નારાયણશબ્દ શિવવાચક છે, વિષ્ણુશબ્દ શંકરનો વાચક છે, અને તેજ પરમ ઇશ કે પરમશિવ છે એવો અર્થ આ વાક્યનો કરે છે. પરંતુ દીક્ષિતનો આ અર્થ દોષશૂન્ય નથી, તે જે અર્થ કરે છે, તે ગૌણી વૃત્તિથી થાય છે. જેમ પૂર્વકાણ્ડની શ્રુતિઓ સ્તુતિરૂપે આવેલી यजमानः प्रस्तरः, यजमानो वै पुरोडाशः ઇત્યાદિ શ્રુતિઓ પ્રસ્તરનું કાર્ય યજમાનથી લેવાનું અથવા પુરોડાશની પેઠે પેલા યજમાનને શેકવાનું અથવા હોમવાનું કહેતી નથી. પરંતુ આ વાક્યોનો અર્થ પ્રસ્તર અને પુરોડાશની પેઠે યજમાન પણ યજ્ઞનું સાધન છે એવો અર્થ થાય છે. યજમાન ગુણીભૂત છે. આ સ્થલે યજમાનની સ્તુતિ યજ્ઞસાધનત્વે કરાઈ છે. તેમજ પરબ્રહ્મની પણ સાધકવિશેષતા અનુગ્રહાદિ સાધન ( ગુણ ) થી શિવાદિ પદથી સ્તુતિ છે. અથવા અહીં સારૂપ્યનિબંધના પણ માની શકાય. જેમ आदित्यो वै यूपः यजमानो वै यूपः આદિત્ય યૂપ છે, યજમાન છે, ઇત્યાદિ વાક્યોમાં અંજનજનિત તેજસ્વિત્વ અને ઊર્ધ્વત્વાદિરૂપે આદિત્ય અને યજમાન શબ્દનો યૂપમાં ગૌણવૃત્તિક પ્રયોગ છે. તેમજ અનંતરૂપ પરબ્રહ્મજનો શિવરૂપે જે આકાર છે તેજ તુરીયરૂપ શિવનો પણ આકાર છે એવી નિબંધના થાય છે.

કોષમાં शिवः शूली महेश्वरः, ईश्वरः शर्वः ईशानः शङ्करश्चन्द्रशेखरः ઇત્યાદિ શિવના પર્યાયવાચક શબ્દો આપ્યા તેથી આ શબ્દો શિવમાંજ રૂઢ છે નહિ કે પરબ્રહ્મમાં.

વસ્તુતઃ સર્વ શબ્દો સર્વાર્થવાચક છે, એમ પાતંજલમહાભાષ્યમાં પણ કહ્યું છે. આ વાક્યનો અભિપ્રાય એમ છે કે જે શબ્દાર્થ સર્વ થઈ શકે, તેનાજ વાચક સર્વ શબ્દો છે. અને તેવો પદાર્થ એક માત્ર પરબ્રહ્મ શ્રીકૃષ્ણ છે. અર્થાત્ શિવાદિપદો પણ શ્રીકૃષ્ણનાજ વાચક છે. કોષકારે ઉપર જણાવેલા શબ્દોને શિવના પર્યાયવાચક માન્યા છે તેનુ કારણ એ છે કે કોષમાં શક્તિસંકોચ કરીને અમુક પદથી અમુક અર્થનો જ બોધ કરાવવામાં આવે છે. અને તે નિયમ બધા કોષકારો માને છે. વાસ્તવિકરૂપે સર્વ શબ્દો પરબ્રહ્મ શ્રીકૃષ્ણનાજ વાચક છે.

મીમાંસકના મતમાં પણ શબ્દોની શક્તિ ધર્મમાં માનવામાં આવી છે. ધર્મવાચક ભાવ શબ્દ સત્તા અને વ્યાપકત્વનો બોધ કરાવે છે. અર્થાત્ ઘટાદિ શબ્દો સત્ અને વ્યાપકને ધર્મમાં પ્રવર્તમાન થતા છતાં નિજ વ્યવહારક્ષમત્વ સિદ્ધ કરવા માટે તે ધર્મથી પુરસ્કૃત ધર્મી કે જે સત્ અને વ્યાપક છે, તેનું જ્ઞાન કરાવે છે. તે ધર્મી પરબ્રહ્મ છે. કોઇ

અન્ય નથી. આથી પણ સિદ્ધ થાય છે કે સર્વે શબ્દો ભગવદ્વાચકજ છે. બધાય શબ્દો પ્રણવની વિકૃતિ હોવાથી સર્વે શબ્દો પરબ્રહ્મનો બોધ કરાવે છે. અને તેથીજ **वेदैश्च सर्वैरहमेव वेद्यः** અને **सर्वे वेदा यत्पदमामनन्ति** વગેરે વાક્યો પ્રવૃત્ત થાય છે. ઇશાન, ઇશ્વર, સર્વેશ્વર, પરમેશ્વર, મહેશ્વર, શંભુ, શિવ, શંકર, વગેરે શબ્દો મુખ્ય વૃત્તિથી પરબ્રહ્મમાં હોઇ યોગરૂઢ છે. શિવના પર્યાયત્વે અથવા અન્યના પર્યાયત્વે જે પ્રયોગો થતા દેખવામાં આવે છે, તે પણ ભગવલ્લીલાસાધનત્વે વ્યવહાર માટેજ શક્તિસંકોચ કરીને થાય છે. જેમ પોતાના બાલનું નામ કોઇ પિતા શિવેશ્વર નરસિંહ વગેરે રાખે તેમજ વ્યવહારાર્થેજ શક્તિસંકોચ કરીને પૂર્વોક્ત શબ્દોનો અર્થ કરવામાં આવ્યો છે. વળી જેમ અજશબ્દનો અર્થ બ્રહ્મા અને કામદેવ એમ ઉભય થાય છે, તેમ સર્વશબ્દો બ્રહ્મપરક હોવા છતાં પદાર્થાન્તરનો પણ બોધ કરાવે છે. તેમજ ઇશાનાદિ શબ્દો પણ છે. આથી સમાખ્યાવાદીઓનો મત પણ નિરસ્ત થાય છે.

વેદોક્ત પુરુષસૂક્તમાં પણ શિવનુંજ વર્ણન છે એમ જે કહેવામાં આવ્યું છે, તે આસ્તિક જનતાની આંખમાં ધૂલિપ્રક્ષેપ કરવા જેવું છે. પુરુષસૂક્તમાં સાક્ષાત્ વિષ્ણુનુંજ વર્ણન છે, નહિ કે શિવનું! આ વિષયમાં પ્રહસ્તમાં શ્રીપુરુષોત્તમજીમહારાજ વિસ્તૃત વિવેચન કરે છે, અને તેનો આ સ્થલે વિસ્તારભયથી ઉલ્લેખ કરી શકીશું નહિ. અને તેનો વિસ્તાર કરવાનું કાંઇ પણ પ્રયોજન નથી. પુરુષસૂક્તમાં વિષ્ણુનુંજ વર્ણન છે આ વાર્તામાં કોઇ સુજ્ઞ પુરુષને શંકાજ ન હોય.

વળી કાળના અધિષ્ઠાતા પણ પ્રભુ શ્રીકૃષ્ણજ છે. નહિ કે શિવ. कालोऽस्मि लोकक्षयकृत् ઇત્યાદિ વાક્યો તેમાં પ્રમાણ છે.

नारायणं परं ब्रह्म तत्त्वं नारायणपरः આ શ્રુતિમાં પંચમીતત્પુરુષ સમાસનો આશ્રય કરીને અપ્પયદીક્ષિત કહે છે કે નારાયણથી પર જે તત્ત્વ છે તે બ્રહ્મ છે. આ વાક્ય પણ તેની અવિચારશીલતાનું દ્યોતન કરે છે. પંચમીસમાસ કરવામાં કાંઇ પણ વિનિગમક નથી.

અપ્પયદીક્ષિત કહે છે કે ગીતામાં ભગવાન્ વાસુદેવે જે સ્વરૂપ અર્જુનને બતાવ્યું તે પણ શિવનુંજ સ્વરૂપ છે. અને તેમાં પ્રમાણત્વે दर्शयामास पार्थाय रूपमैश्वरम् । આ વાક્ય ટાંકે છે. ઈશ્વરનું સ્વરૂપ બતાવ્યું. આ વાક્યમાં ઈશ્વરશબ્દ શિવવાચક છે એમ કહીને સમગ્ર ગીતાનો અર્થજ બદલવાનો કુત્સિત પ્રયાસ કર્યો છે. આ સ્થળે વાંચકો સમજી શકે છે કે આ કહેવાતા દિગ્ગજ પંડિતનું હૃદય કેવું કુત્સિત છે? આસ્તિક જનતાની આંખમાં ધુળ નાંખવાનો કેવો પ્રયાસ કરાયો છે? દીક્ષિતના આક્ષેપનો પ્રહસ્તમાં નીચે મુજબ જવાબ અપાયો છે. ભગવદ્ગીતામાં द्रष्टुमिच्छामि ते रूपम् આ વાક્ય ઉચ્ચારીને શ્રીકૃષ્ણના સ્વરૂપનાંજ દર્શનની પ્રાર્થના અર્જુન કરે છે. અને આ પ્રાર્થનાને અનુસરીને પ્રભુએ તેને દર્શન આપ્યું છે એમ હોવા છતાં **तुष्यतु दुर्जनन्याय**ને અનુસરી માની લેવાય કે શ્રીકૃષ્ણે શિવનું સ્વરૂપ દેખાડયું,' તો તેમાંયે કાંઇ હાનિ નથી. આથી તો દીક્ષિત કથનવડે શ્રીકૃષ્ણનીજ શ્રેષ્ઠતા સિદ્ધ થાય છે. આવું તો સામર્થ્ય શ્રીકૃષ્ણનું છે કે બ્રહ્માણ્ડની સાથે અંશરૂપી શિવને પણ તે બતાવી શકે છે. અર્થાત્ જેમ આટલું મોટું બ્રહ્માણ્ડ શ્રીકૃષ્ણના સ્વરૂપમાં સ્થિત છે, તેમ શિવ પણ તેમાં સ્થિતિ ધરાવે છે.

વળી અપ્પયદીક્ષિત નિજહૃદયની ક્ષુદ્રતા પ્રકટ કરવા માટે લખે છે કે મહાભારતાદિ પુરાણોમાં શિવનુંજ વર્ણન છે. આ તેની પુરાણુવિષયની અનભિજ્ઞતાજ છે.

ગાયત્રીના વિષયમાં પણ આ અપેયદીક્ષિત પ્રમત્ત થઇને પ્રલાપ કરે છે તે પોતાને આસ્તિક તરીકે ઓળખાવે છે, છતાં તેણે શિવતત્ત્વવિવેકમાં એવી વાર્તાઓનો ઉલ્લેખ કર્યો છે કે તેનું પાણ્ડિત્ય કલંકિત થાય છે. દીક્ષિતે ગાયત્રીની વ્યાખ્યા કારિકાઓદ્વારા કરી છે. ત્યાં શ્રીપુરુષોત્તમજી મહારાજશ્રી પણ કારિકાઓદ્વારાજ ઉત્તર વાળે છે. અમે ભલામણ કરીએ છીએ કે પ્રહસ્તવાદ વાંચનારે સૂક્ષ્મદષ્ટિએ ગાયત્ર્યર્થનું અધ્યયન અવશ્ય કરવું. ગાયત્રીમાં સાક્ષાત્ પૂર્ણપુરુષોત્તમનાંજ સ્વરૂપનું પ્રતિપાદન છે. પરબ્રહ્મજ સર્વથી શ્રેષ્ઠ હોવાથી વેદવૃક્ષનું બીજ ગાયત્રી પણ તેથી અન્યનું પ્રતિપાદન કેમ કરી શકે ?

છેવટે શ્રીમત્પુરુષોત્તમજી મહારાજે સિદ્ધ કર્યું છે કે વેદ અને પુરાણોમાં નિરુપાધિક મહામહિમશાલી પરબ્રહ્મ ભગવાન્ શ્રીકૃષ્ણ વિના અન્યનું વર્ણન મુખ્યત્વે નથી. પરબ્રહ્મ સર્વાકાર છે. તથાપિ તેનું મુખ્ય સ્વરૂપ શ્રીકૃષ્ણજ છે, અને અન્યસ્વરૂપે વિભૂતિરૂપ છે. વિભૂતિઓમાં શિવ મુખ્ય વિભૂતિ છે, એજ સકલશાસ્ત્રોનો નિર્ણય છે.

આ ભ્રાન્તશૈવનિરાકરણમાં નીચે લખેલા વિષયો આવે છે. ૧ અનન્તરૂપ બ્રહ્મનું મુખ્ય સ્વરૂપ, ૨ શિવતત્ત્વવિવેકના કર્તા અપેયદીક્ષિતનું મત, ૩ તેનું ખણ્ડન, ૪ બ્રહ્મોપનિષદ્નો વિચાર, ૫ તાપનીય શ્રુતિઓનો અર્થ પણ દીક્ષિતના મતથી વિરુદ્ધજ છે, ૬ મૈત્રાયણીય ઉપનિષદ્નો પણ સિદ્ધાન્ત અમારા મતનેજ અનુસરે છે, ૭ યોગિયાજ્ઞવલ્ક્યની સંમતિ, ૮ શ્રીભાગવતવિષ્ણુપુરાણ વિચાર, ૯ સિદ્ધાન્તમાં પરબ્રહ્મ શ્રીકૃષ્ણજ છે, શિવ નથી. ૧૦ છાન્દોગ્ય અને બૃહદારણ્યકની શ્રુતિઓનો વિચાર, ૧૧ કાણ્વકાઠક શ્રુતિની સંમતિ, ૧૨ શાંકરભાષ્યમાં પણ પરમતત્ત્વ વિષ્ણુજ છે, ૧૩ નૃસિંહ તાપનીય શ્રુતિનો વિચાર, ૧૪ કૈવલ્ય ઉપનિષદ્ની શ્રુતિનો વિચાર, ૧૫ મનુસ્મૃતિ અને પુરાણોનું તાત્પર્ય પણ ભગવાન્માં પર્યસાન પામે છે. ૧૬ શિવ, શંભુ, મહેશાન વગેરે પદો ભગવદ્વાચકજ છે, ૧૭ મીમાંસકના મતથી શિવાદિશબ્દોનો અર્થ, ૧૮ અથર્વશિખાનો વિચાર, ૧૯ શિવતત્ત્વવિવેકના ચતુર્દશ શ્લોકમાં કહેલા સિદ્ધાન્તનું ખણ્ડન, ૨૦ હરિવંશપુરાણના વાક્યોનો વિચાર, ૨૧ સુદર્શનાચાર્યના મતનું ખણ્ડન, ૨૨ માણ્ડૂક્યોપનિષદ્ના વિરોધનો પરિહાર, ૨૩ શ્યામત્વ શ્રીકૃષ્ણનુંજ ચિન્હ છે, ૨૪ દહરાધિકરણમાં પણ નારાયણનુંજ પ્રતિપાદન છે, ૨૫ પરાશરોપપુરાણનો વિચાર, ૨૬ પ્રકીર્ણ સંશયોનો પરિહાર, ૨૭ શિવનો ચતુર્થકોટિમાં નિવેશ, ૨૮ શિવતત્ત્વવાદીનો નિરાસ, ૨૯ ચતુર્દશ શ્લોકોક્ત શંકાનું નિવારણ, ૩૦ જ્ઞાનઘનના મતનું ખણ્ડન, ૩૧ પંદરમા શ્લોકમાં કહેલા શિવના ઉત્કર્ષનું ખણ્ડન, ૩૨ અપેયદીક્ષિત ગાળો ભાંડે છે તે તેની અજ્ઞાતતા છે, ૩૩ પુરુષશબ્દ પણ શિવવાચક નથી, ૩૪ જ્ઞાનઘનના મતનો ઉપન્યાસ અને તેનું ખણ્ડન, ૩૫ પુરુષસૂક્તનો અર્થ, ૩૬ અથર્વશિખાનો વિચાર, ૩૭ સત્તરમા શ્લોકથી આરંભી સાત શ્લોકોનું ખણ્ડન, ૩૮ શ્વેતાશ્વતર ઉપનિષદ્નો વિચાર, ૩૯ નારાયણોપનિષદ્નો વિચાર, ૪૦ દહરોપાસન શિવરૂપક નથી, ૪૧ કૈવલ્ય ઉપનિષદ્ પણ શિવપર નથી, ૪૨ ચાલીશમા શ્લોકનું ખણ્ડન, ૪૩ છાન્દોગ્ય શ્રુતિની સંમતિ, ૪૪ ઓગણત્રીશમા શ્લોકનું ખણ્ડન, ૪૫ પાંત્રીશમા શ્લોકનું ખણ્ડન, ૪૬ ગીતામાં બતાવેલું સ્વરૂપ શિવનું નથી, ૪૭ અનુગીતાનો વિચાર, ૪૮ ઈશ્વરગીતાનું તાત્પર્ય, ૪૯–૫૦ શિવના મસ્તક ઉપર વિરાજમાન ગંગાજી ભગવાનનું પાદોદક નથી એવું મત, ૫૧ તેનું ખણ્ડન, ૫૨ પુરાણાર્થ શિવપર નથી, ૫૩ શ્રીભાગવતનો વિચાર,

૫૪ વિષ્ણુપુરાણનો વિચાર, ૫૫ અગ્નિપુરાણની સંમતિ, ૫૬ વરાહપુરાણનો વિચાર, ૫૭ માર્કણ્ડેયપુરાણનો વિચાર, ૫૮ પુરાણમાં અર્થવાદ નથી, ૫૯ સૂતસંહિતાના અર્થનો વિચાર, ૬૦ કૂર્મપુરાણના વાક્યોની વ્યવસ્થા, ૬૧ જ્ઞાનઘનના પ્રલાપનું ઉપમર્દન, ૬૨ દૈત્યાંશનો ધર્મ શિવભક્તિ છે. ૬૩ ગાયત્ર્યર્થવિચાર, ૬૪ પાંસઠમા શ્લોકનો વિચાર, ૬૫ ભગવત્સેવાજ સકલશાસ્ત્રોનો સિદ્ધાંત છે, ૬૬ મહાભારતના વાક્યનો વિચાર, ૬૭ ભગવાને શિવાર્ચન કર્યું તેનું તાત્પર્ય, ૬૮ રામાયણવિચાર, ૬૯ મન્વાદિ ધર્મશાસ્ત્રવિચાર, ૭૦ દર્શનશાસ્ત્રવિચાર, ૭૧ વરાહાદિ વિચાર, ૭૨ સાઠમા શ્લોકના અર્થમાં દૂષણ અને ૭૩ શિવ ભગવાનની મુખ્ય વિભૂતિ છે એવો નિર્ણય.

આ પ્રકારે ભ્રાન્તશૈવનિરાકરણ પ્રકરણને સમાપ્ત કરીને મૂલસ્વરૂપનો નિર્ધાર તૃતીય પ્રકરણમાં કર્યો છે. શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે આદિમૂર્તિ શ્રીકૃષ્ણજ છે. શ્રીપુરુષોત્તમજી મહારાજ આ વિષયને સ્પષ્ટ કરીને સમજાવે છે. પ્રથમ શંકા કરી છે કે મૂલરૂપ સર્વાકાર છે, અને લીલાવતાર અનેક પ્રકારના હોવા છતાં ગોપાલતાપનીય, રામતાપનીય, નૃસિંહતાપનીય વગેરે ઉપનિષદોમાં તે તે અવતારોને મૂલસ્વરૂપ કહે છે. આથી સિદ્ધ થાય છે. બધાં સ્વરૂપો તુલ્ય છે. આ પ્રકારે શંકા ઉપસ્થિત કરીને સિદ્ધાન્ત કર્યો છે કે શ્રીકૃષ્ણજ આદિમૂર્તિ છે. આ સિદ્ધાન્તના સમર્થન માટે અનેક પ્રમાણો આપ્યા છે. મૂલરૂપનું પ્રતિપાદન કરતાં રામતાપની, નૃસિંહતાપની વગેરે ઉપનિષદો અને પૌરાણિક કથાઓનો વિસ્તાર સાથે વિચાર કર્યો છે. આ પ્રકરણમાં નીચે જણાવેલા વિષયો આવે છે. ૧ શ્રીકૃષ્ણ આદિ મૂર્તિ છે તેનો વિચાર, ૨ ભાગવતનું પ્રમાણ, ૩ બ્રહ્મવૈષ્ણવ વગેરે વાક્યોનો ઉપન્યાસ, ૪ ગોપાલતાપિની ઉપનિષદનો વિચાર, ૫ તાપનીય શ્રુતિઓમાં તે તે સ્વરૂપોની મુખ્યતામાં થતા સંદેહનો નિરાસ, ૬ છાન્દોગ્ય ઉપનિષદ્નો વિચાર, ૭ કૃષ્ણને માયિક કહેનારનું મુખમર્દન અને ૮ ઉપસંહાર.

આ ત્રણે પ્રકરણની સમાપ્તિમાં આપશ્રી આજ્ઞા કરે છે કે વૈષ્ણવોના માર્ગમાં લુચ્ચાઓએ જે કાદવ નાંખ્યો હતો તે શ્રીમહાપ્રભુજીના મતને અનુસરનાર અને તેમના દાસાનુદાસ પુરુષોત્તમે ધોઈ નાંખ્યો છે, અને વૈષ્ણવો માટે ચોકખો સાફ રસ્તો કર્યો છે. આ વાક્ય ઉપરથી આપશ્રીની સરલતા દીનતા પ્રકટ થાય છે.

## પણ્ડિતકરભિન્દિપાલવાદ.

પ્રહસ્તવાદમાં શિવતત્ત્વવિવેકનુંજ ખણ્ડન આવે છે, શિવતત્ત્વવિવેકમાં જે આક્ષેપો કર્યા છે તેનોજ બચાવ માત્ર પ્રહસ્તવાદ છે. પણ જે વિષયનો ઉલ્લેખ શિવતત્ત્વવિવેકમાં નથી તેવા વિષયોનો સમાવેશ પ્રહસ્તવાદમાં કરવામાં આવ્યો નથી. શિવતત્ત્વવિવેક ઉપરાંત બીજા શૈવો જે આક્ષેપો કરે છે, તેમાંથી અનેકના જવાબો પ્રહસ્તમાં આવી જાય છે. અને અવશિષ્ટ રહે છે, તે પણ્ડિતકરભિન્દિપાલવાદમાં દાખલ કર્યા છે. આ ગ્રંથ લઘુ હોવા છતાં શૈવોનું ખણ્ડન કરવા માટે પર્યાપ્ત છે. પ્રત્યેક સામ્પ્રદાયિકે આ ગ્રંથ વાંચવો એવી અમારી ભલામણ છે. આ ગ્રંથમાં નીચેના વિષયો આવે છે—

૧ શ્રીભાગવતનો સિદ્ધાન્ત, ૨ વિરોધ અને તેનો પરિહાર. ૩ કૂર્મપુરાણના વિરોધનો પરિહાર ૪ શિવપુરાણનો આશય. દક્ષયજ્ઞધ્વંસ થયા પછી શિવની સ્તુતિ કરવામાં આવી

છે તેનું તાત્પર્ય. ૬ પદ્મપુરાણનું તાત્પર્ય. ૭ રુદ્રગીતાનો અર્થ. ૮ ગરુડપુરાણનો આશય. ૯ વૈદિક નિર્ણય. ૧૦ ભગવાને કરેલા શિવાર્ચનનું તાત્પર્ય. ૧૧ ભગવાનપર કરેલા આક્ષેપનો પરિહાર. ૧૨. ભગવાનનો આકાર માયિક નથી. ૧૩ વ્યાસસૂત્રનું અનુમોદન. ૧૪ ઉપસંહાર.

## આ બંને ગ્રન્થો પ્રકટ કરવાનું પ્રયોજન.

આ ગ્રન્થો અઢીસો વર્ષ પૂર્વે લખાયા છે. અને છેલ્લા બે દાયકામાં સાંપ્રદાયિક ગ્રન્થોનું મુદ્રણ જોસભેર ચાલુ થયું છે. અને ક્રમપ્રાપ્ત આ ગ્રંથોનું પણ મુદ્રણ પ્રાપ્ત થાત. તથાપિ સાંપ્રદાયિક વિદ્વાનોએ આ ગ્રંથોના પ્રકાશનની શીઘ્રતા કરી નથી. શીઘ્રતાની જરૂર શી છે? નથી. અને તેવી શીઘ્રતા કરવાનું કારણ પણ કાંઈ નથી. કારણ કે ઘણા જુના સમયથી શૈવ અને વૈષ્ણવ સંપ્રદાયો જુદા જુદા સ્વરૂપમાં ચાલ્યા આવે છે અને તે તે સંપ્રદાયના પંડિતોમાં મતભેદ હોવા છતાં જનતામાં કોઇ પણ જાતની અથડામણ જોવામાં આવતી નહતી. અને એજ કારણથી સંપ્રદાયના વિદ્વાનોએ આ ગ્રન્થને પ્રકટ કરવાની શીઘ્રતા કરી નહિ હોય. મારા મિત્ર શ્રીયુત વસંતરામ શાસ્ત્રીજીને આ ગ્રંથ છપાવવાની આવશ્યકતા જણાઇ તેનું કારણ વિષ્ણુદ્રોહી મહામહોપાધ્યાય હાથીભાઇ હરિશંકરનો કુત્સિત પ્રયાસજ છે. હાથીભાઇ શાસ્ત્રીએ સદ્દગત શંકરલાલ કવિ પાસે કૃષ્ણચંદ્રાભ્યુદય નાટક રચાવ્યું અને પોતે તેની ટીકા લખીને વિષ્ણુનિન્દા કરી. તેનો જવાબ આપણા સંપ્રદાય તરફથી આપવાની ખાસ અગત્ય હોવાથી આ ગ્રન્થનું મુદ્રણ થયું છે. કાશીની નાગરીપ્રચારિણી પત્રિકામાં તે નાટકનું અવલોકન પં. શિવદત્તે પ્રકટ કર્યું. તે મારા વાંચવામાં આવ્યું અને તે ઉપરથી આ વિષયની ચર્ચા હિન્દી ભાષામાં કરવાની મારી ઇચ્છા થવાથી વસંતરામભાઇએ મને હિન્દીમાં ઉપોદ્ઘાત લખવા કહ્યું. આ લેખ તેજ ઉપોદ્ઘાતનો સુધારાવધારા સાથેનો અનુવાદ છે.

## કૃષ્ણચન્દ્રાભ્યુદય નાટક.

મહામહોપાધ્યાય હાથીભાઇ શાસ્ત્રી કૃષ્ણાચન્દ્રાભ્યુદય નાટક રચાવવાનું તથા તે ઉપર ટીકા લખવાનું પ્રયોજન નીચે મુજબ જણાવે છે.

“એકવાર નવાનગરના જામકુલાવતંસનરેન્દ્ર રણજીતસિંહજી અને મોરબીનરેશ વીરમગામ સ્ટેશને ભેગા થયા. વીરમગામથી વાંકાનેર સુધી બંને રાજાઓએ સાથેજ મુસાફરી કરી. મોરબીનરેશ જુના જમાનાની પદ્ધતિને વળગી રહેલા હતા અને મહારાજા જામસાહેબ વિલાયતવાસી થયેલા હોવાથી નથી પદ્ધતિને અનુસરનારા છે. માર્ગમાં વાત નિકળતાં મોરબીનરેશે જામસાહેબને પૂછ્યું કે આપ વિલાયત જઇ આવેલા છો, તેથી શું સ્વધર્માચરણ પણ છોડી દીધું? આપના મસ્તક ઉપર પ્રભુના ચરણકમલનું ચિન્હ તિલક અને ગળામાં કંઠી કેમ નથી? જામસાહેબે વિનોદ કરતાં કહ્યું કે ના એમ નથી. તિલક કરવુ અને કંઠી પહેરવી એજ ધર્મ નથી, ધર્મનો અર્થ બહોળો થાય છે. ત્યારે મોરબીનરેશે કહ્યું કે આપ યદુવંશી છો આપે તો વૈષ્ણવચિન્હો ધારણ કરવાજ જોઇએ ત્યારે જામસાહેબે ઉત્તર વાળ્યો કે હા. આપ કહો છો તે બરાબર છે પણ હું તો તેની ભક્તિ કરૂ છું કે જેની ભક્તિ શ્રીકૃષ્ણ પણ કરતા. શ્રીકૃષ્ણે પણ શિવાર્ચન કર્યું છે. બન્ને રાજાઓનો વિનોદ અંહીં પૂરો થાય છે. મોરબી જઇને મોરબીનરેશે શંકરલાલ

કવિને પૂછ્યું કે શ્રીકૃષ્ણપ્રભુએ મહાદેવજીની પૂજા કરી છે? તેમણે કહ્યું—હા. આ વાર્તા એક વેળા શંકરલાલ કવિએ હાથીભાઇને જણાવી ત્યારે બે રાજાઓના વિનોદનો ગેરલાભ લઇને હાથીભાઇએ શંકરલાલને એક નાટક લખવા ઉશ્કેર્યા. જો હાથીભાઇ ટીકા લખે તો શંકલાલ નાટક રચે આ શરતે નાટક રચાયું અને તેની ટીકા પણ લખાઈ. છેવટે હાથીભાઈ લખે છે કે જે લોકો શાસ્ત્રોનું રહસ્ય સમજતા નથી, તેજ શિવારાધન નથી કરતા. અર્થાત વૈષ્ણવો શાસ્ત્રનું રહસ્ય જાણતા નથી. અને તે રહસ્ય જાણવાનો ઇજારો હાથીભાઇએ રાખ્યો છે. હાથીભાઇની આ કુત્સિત ચેષ્ટાથી દરેક વૈષ્ણવની લાગણી દુખાય એ સ્વાભાવિક છે. મહામહોપાધ્યાય પં. હાથીભાઇ શાસ્ત્રીની સંસ્કૃતભાષાના પંડિતોમાં ગણના થાય છે. તેઓ વૃદ્ધ છે, તેથી શ્રદ્ધેય છે, પણ તેમના પ્રત્યે રહેલી અમારી શ્રદ્ધાનો આવો અર્થ થઇ શકે નહિ કે તે અમારી લાગણી દુખાવે, છતાં અમારે તેમની કુત્સિત ચેષ્ટાની સમીક્ષા ન કરવી કે ઉત્તર ન વાળવો. મોટાઈ પોતાના હાથેજ રક્ષાય છે અને પોતાનાજ હાથે નાશ પામે છે. અમે નમ્રતા સાથે હાથીભાઇને નિવેદન કરીએ છીએ કે આપ વૈષ્ણવોપર શાસ્ત્રનું રહસ્ય ન જાણવાનો આક્ષેપ કરો છો તો શૈવ અને વૈષ્ણવ મતોના વિષયમાં આપ અમારી સાથે બેસીને તેનો વિચાર કરી શકો છો. અમે કોઇ પણ જાતની શરત કરીશું નહિ કે મધ્યસ્થની પણ દરકાર રાખીશું નહિ. આપ અને હું બેસીને વિચાર કરી શકીએ છીએ. વિચારમાં શાસ્ત્રની મર્યાદા જાળવવી પડશે. આપના અને મારા શાસ્ત્રીય વિચારમાં અન્યને બોલવાનો અધિકાર નથી. વિચાર શાસ્ત્રીય દૃષ્ટિએ થશે અને પરસ્પરવિરોધી વાક્યોનો અર્થ મીમાંસાની પરિપાટીને અનુસરીને કરીશું. આપે આપની ટીકામાં ઇતસ્તતઃ વાક્યોનો સંગ્રહ માત્ર કર્યો છે. વિચાર કર્યો નથી. જો આપને એક સ્થલે બેસીને વૈષ્ણવો સાથે શાસ્ત્રીય વિચાર કરવો ન હોય તો આ પ્રહસ્તવાદનુંજ અધ્યયન કરશોજી. આપના પ્રત્યેક આક્ષેપનો જવાબ તેમાં છે. અમને આશા છે કે જીવત્વેન જે દોષો હાથીભાઇ શાસ્ત્રીએ જાણ્યે કે અજાણ્યે કર્યા છે તેનુ સિંહાવલોકન કરીને તથા આ ગ્રંથનું અધ્યયન કરીને તે દોષોનું પરિમાર્જન તેઓ કરશે. પોતાના હાથે થયેલા દોષોનું પરિમાર્જન કરવું પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે.

## ઉપકારસ્મરણ.

પ્રહસ્તવાદનો હિન્દી ઉપોદ્‌ઘાત લખવા માટે મને મારા મિત્ર રા. રા. વસંતરામ શાસ્ત્રીજીએ ફરમાવ્યું હતું અને તેનો આ સુધારાવધારા સાથેનો અનુવાદ કરવામાં પણ મારી પ્રવૃત્તિ એજ સન્મિત્રની પ્રેરણાથી થઇ છે. તદર્થ તેમનો હું અતિશય ઉપકૃત છું.

વિદ્વત્સમાજને તથા સુજ્ઞ વિચારકોને મારી હાથ જોડીને પ્રાર્થના છે કે મારા લેખનું પ્રયોજન કોઈ પણ વ્યક્તિ પ્રત્યે રાગદ્વેષ નથી. વૈષ્ણવો ઉપર થએલા આક્ષેપોનો બચાવ કરવો એ પ્રત્યેક વૈષ્ણવની ફરજ છે અને તે ફરજ અંશતઃ અદા કરવા હું રા. રા. વસન્તરામભાઈની પ્રેરણાથી ભાગ્યશાળી થયો છું.

બુરાનપુર.
નૃસિંહચતુર્દશી, ૧૯૮૫.

વૈષ્ણવોની ચરણરજનો સેવક,
**હરિશંકર ઓઙ્કારજી.**

# हरिहरादिस्वरूपतारतम्य.

## ( ગુર્જરકવિસમ્રાટશ્રીદયારામભાઇકૃત. )

( "ગુજરાતી" પત્રના દીપાવલીના અંકપરથી. )

એક મહામોટા હરિભક્ત રાજપંક્તિ સિદ્ધાંતવાદી હતા. તેમની પ્રત્યે કોઇ સમજુએ આવીને પ્રશ્ન પૂછ્યો કે, હે મહારાજ! મારા મનમાં એક મોટો સંદેહ રહે છે, તે આપ શાસ્ત્રનાં વચને કરીને નિવૃત્ત કરો. ઘણાએક લોક એમ કહે છે કે, શ્રીભગવાન ને શિવ બન્ને ઇશ્વર કહેવાય છે, તે એકજ રૂપ છે, તો બેમાં ભેદ શો છે? ને વળી ઘણાએક સમજૂ છે તે તો એમ કહે છે જે ભગવાનની બરોબર શિવજી ન આવે, શેષજી ન આવે તો બ્રહ્માદિક દેવતા તો સમોવડ કહેવાયજ કેમ? એમ કહે છે. તે માટે આપ સિદ્ધાંતે ખરી વાત હોય તે કહો. ન્યૂનાધિકપણું હોય તે શાસ્ત્રને વચને દેખાડી આપો ત્યારે મારા મનમાં બેસે. ત્યારે સિદ્ધાંતવાદી પંડિતરાજ બોલ્યા, જે શ્રીપૂર્ણપુરુષોત્તમભગવાન્ તે તો એકજ છે. તેની બરોબર શેષશિવાદિક, ન કહેવાય તે વાત સાચી છે. શ્રીહરિ તો સર્વેશ્વર છે. સર્વજ્ઞ છે, અવિસ્મય છે, પરિપૂર્ણ છે, સ્વયંભૂ છે, અનાદિ છે, સર્વના કર્તા મૂળરૂપ છે, સર્વના શાસ્તા છે, સર્વરૂપ છે, માયાકાલાતીત છે, આદિપૂજ્ય છે, સર્વપૂજ્ય છે, સર્વશિરોમણિ છે, સર્વને શરણ આવવા યોગ્ય છે, અનંતકોટિબ્રહ્માંડના નાયક છે, અદ્વિતીય છે, સર્વના સ્વામી છે, સર્વના દુઃખભયભંજન છે, સ્વયંપ્રકાશ છે, નિર્ભય છે, તે માયાના કર્તા પોતે છે, ઇત્યાદિક અનેક લક્ષણના ભરેલા શ્રીહરિ છે. એ જે કહ્યાં તે લક્ષણ શ્રીકૃષ્ણ રાધિકારમણ વિના શેષ, **શિવાદિકમાં નથી**, ત્યારે **તે શ્રીહરિ બરોબર શી પેરે કહેવાય? નજ કહેવાય.**

તે જુવો કે શ્રીહરિએ ધ્રુવાદિકને વરદાન આપ્યાં છે, તે સદા સર્વદા નિત્ય છે. કોઇ થકી ભંગાય નહિ; કોઈ થકી ઉચ્છેદ થાય નહિ, ને શિવજીનાં વરદાન આપ્યાં સદા રહેતા નથી. તે જૂઓ કે, રાવણને, બાણાસુરને, ત્રિપુરાસુરને, ભસ્માંગદાદિને આપ્યાં, તે ભગવાને છેદી નાંખ્યાં. ભગવાનની પેઠે સર્વજ્ઞતા શિવજીમાં નથી. જો હોય તો ભસ્માંગદના પેટમાં કપટ હતું તે આગળથી કેમ ન જાણ્યું? જે વરદાન આપીને નાસવું પડયું. તે ભય ભગવાને નિવૃત્ત કર્યો. જાલંધર અસુર થકી જુક્તિએ કરીને ભગવાને જીતાડયા.

વળી ત્રિપુરાસુરના પુરમાં અમૃતની વાપિકા હતી, તે થકી શિવજી ઘણા અસુરોને મારતા તે પાછા જીવતા થતા, ત્યારે શિવજી વિસ્મય પામ્યા, જે મારેલા અસુર ફરીને કયાંથી આવે છે! તેનો હેતુ શિવજીના જાણ્યામાં ન આવ્યો, ત્યારે હરબડી ગયા ને ભગવાનની સ્તુતિ કરી જે મહારાજ! મારો યશ જાય છે. અસુર મારૂં છું, પણ પાર આવતો નથી. ત્યારે ભગવાને કહ્યું કે, એનું કારણ તમો જાણતા નથી, અમો જાણીએ છીએ, ચિંતા ન કરશો, હમણાં જીતાડીશ. એવું કહીને ભગવાન ગાયનું રૂપ ધરીને અંતરિક્ષ તેના પુરમાં પ્રવેશ કરીને સર્વ અસુરને મોહ પમાડીને અમૃતની વાપિકા બધી પી ગયા. પછી મહાદેવજીના બાણમાં પોતાનું સામર્થ્ય મૂકીને ત્રિપુરાસુરને મરાવ્યો, ને શિવની કીર્તિ વધારી. **તે શિવ ભગવાન્ બરોબર કેમ કહેવાય?**

વળી બાણાસુરની પક્ષ કરીને ભગવાન્ સાથે યુદ્ધ કરવા આવ્યા હતા તે શ્રીહરિએ એક મોહાસ્ત્ર બાણ મૂકીને શિવજીને મોહ પમાડીને નંદીશ્વર ઉપર સુવાડી દીધા, કશું ભાન-

રહ્યું નહિ. પછી શ્રીકૃષ્ણે બાણાસુરના બે બે હસ્ત રાખીને બધા હસ્ત છેદન કર્યા પછી શિવજીને જગાડયા ત્યારે શિવજી મનમાં લજવાયા, ને હસ્ત જોડી સ્તુતિ કરી કહ્યું જે, હે પ્રભો ! મેં તમારી સાથે કિંચિત્ યુદ્ધ કર્યું, તે મોટો અપરાધ થયો, અમે તો તમારા દાસ છીએ. એક તો હું, બીજા બ્રહ્મા, વિબુધ જે બધા દેવ, નિર્મળ છે આશય જેનો એવા મોટા મુનિ આદિ સર્વાત્મના તમારે શરણ પડયા છીએ; અમારા અપરાધ આપ જોશો ના, તમો તમારા રૂપને વિચારજો એમ સ્તુતિ કરી છે. **તે સમતા કેમ કહેવાય ?**

વળી **ભગવાને** પોતાની માયાવડે મોહિની રૂપ ધરીને શિવજીને મોહ પમાડીને છેક વિકલ કરી નાખ્યા. ભગવાનને કોઈની માયા બાધ ના કરી શકે તે **ભગવાનને શિવજીની બરોબર કેમ કહેવાય ?**

વળી ઇલાવ્રત ખંડમાં શિવજી શ્રીસંકર્ષણ ભગવાનનું ઉપાસન કરે છે. તે સંકર્ષણ ભગવાન થકી શિવજી ઉત્પન્ન થયા છે, કેટલાએક કહે છે જે શિવજીનો જન્મ નથી, તે અજ્ઞાન છે. શિવજીના તો જન્મ ઘણા છે, તે કહેશો કે કયા કયા ? તો જુવો કે, દુર્વાસામુનિ શિવનો અવતાર, ઈત્યાદિક ઘણા અવતાર છે. **ભગવાનની** એકેક રોમકૂપમાં અનંત કોટિ બ્રહ્માંડ ભ્રમણ કરે છે, એવી વેદ વાણી છે. જેટલા બ્રહ્માંડ, તે દરેક બ્રહ્માંડની પ્રત્યે શિવ, બ્રહ્માદિક સઘળા દેવતા રહ્યા છે; પણ ભગવાન તો એકજ છે. તે જૂદા જૂદા નથી. **તે ભગવાન બરોબર શિવાદિકને કેમ કહેવાય ?**

વળી વૃંદાવનમાં મહાદેવજી સખીરૂપ ધરીને **ભગવાનની દાસી થઇને મર્યાદા રાસમાં અદ્યાપિ રહ્યા છે.** ભાગવતમાં એકાદશ સ્કંધના સોળમાં અધ્યાયમાં વિભૂતિ વર્ણન કરી છે, ત્યાં શિવજીને વૈષ્ણવ કહીને વર્ણન કર્યા છે. વળી દ્વાદશ સ્કંધમાં દ્વાદશમા અધ્યાયમાં પણ એ શ્લોક છે. ( वैष्णवानां यथा शंभुः पुराणानामिदं यथा ) ઇત્યાદિ વચનાત્ વળી તૃતીય સ્કંધમાં પ્રકૃતિગુણ જે ત્રણ સત્ત્વ, રજ, તમ, તેના અધિષ્ઠાતા હરિ, વિરંચી ને શિવ કહ્યા છે. એ ત્રણથી પુરુષોત્તમ તો પર છે. એ ત્રણ દેવ તો ગુણાદિકના અભિમાની કહ્યા, પણ શ્રેય જે કલ્યાણ તે તો સત્ત્વગુણવાળા વિષ્ણુ થકીજ થાય, બે થકી ન થાય. વળી ભાગવતમાં લખ્યું છે કે મુમુક્ષુ જે પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય તેણે ઘોરરૂપ ભૂતપતિ જે શિવાદિક તેને મૂકીને શાંતકલા એવા જે **નારાયણ** તેને ભજવા, પણ બીજાની ઈર્ષ્યા ના કરવી એમ કહ્યું છે.

વળી કહ્યું છે કે, **ભગવાન્** સદા નિર્ભય છે, તેમ જો શિવજી નિર્ભય હોય તો વૃકાસુરના ભય થકી શીદ નહાસે ? ત્યાં ફરી કોઇ કહેશે કે શિવના વ્રતને શાપ ભૃગુઋષિએ દીધો છે. તે શિવના વ્રત તો શાપિત છે; પણ શિવજીને તો શાપ ન લાગે; તે પણ લાગ્યો છે. ને જુઓ કે શિવજીનો પ્રસાદ શાપિત છે. કોઈ ખાતું નથી. વળી જુઓ કે પાંડવોને ઘેર રાજસૂયયજ્ઞમાં શિવાદિક સર્વ હતા, પણ આદિપૂજન **ભગવાન** વિના કોઈનું ના થયું, **શ્રીકૃષ્ણનું** જ થયું. ત્યાં **શ્રીકૃષ્ણની** શિવાદિક સર્વે સ્તુતિ કરી છે.

વળી ગજેન્દ્ર ગ્રાહે ગળ્યો હતો, તે વેળાએ ગજેન્દ્ર દુઃખથી છૂટવા સારૂ અનિર્વચને સ્તુતિ કરી કે જે સર્વેશ્વર હોય, સર્વાત્મા હોય, સર્વનો કર્તા પુરુષ હોય, તે **ભગવાન્** મુને સહાય કરો. તે સમે શિવાદિક સઘળા દેવ આકાશ માર્ગે આવીને ઉભા હતા. મનમાં એમ હતું જે અમારૂં નામ લઇને સ્તુતિ કરે તો અમે દુઃખથી મૂકાવીએ પણ અનિર્વચને બોલાવે છે, તે બઈ તો અમારામાં નથી, ત્યારે અમે કેમ જવાય ! એમ વિચારીને કોઇ ના આવ્યા.

ત્યારે **ભગવાને** વિચાર્યું કે, એ બધા લક્ષણ હુંમાં છે. માટે હુંજ જાવું. એમ વિચારીને ભગવાને સહાય કરી. **તે ભગવાન બરોબર શિવાદિકને કેમ કહેવાય?** શેષજી પણ ઘણા ફેરા હરિની માયામાં મોહ પામ્યા છે. વિસ્તાર કરીને કહેતાં પાર ન આવે.

શ્રીમહાલક્ષ્મીજી, શેષજી, શિવજી, ગણપતિ, બ્રહ્મા ઇત્યાદિક દેવ, સૂર્ય, ચંદ્રમા, યમ, વરુણ, કુબેર, મોટા સર્વ મુનિ, સર્વ કોઈ ભગવન્માયામાં ભૂલ્યા છે, તે માયા ભગવાનની આગળ હસ્ત જોડીને દાસી થઇને ઉભી રહે છે. કાલ સરખો પણ ભગવાનના ભયથી કંપે છે, **તો ભગવાનની બરોબર કોને કહેવાય! શ્રીકૃષ્ણ બરોબર કોઇ નથી.**

વળી એક સમય શ્રીરામચંદ્રજી જાનકીના વિયોગસમયે " હા સીતે! હા સીતે!" એવે વચને વિલાપ કરતા હતા, તે સમયે શ્રીમહાદેવજી ને સતી દક્ષનંદિની બન્ને જણા નંદીશ્વર ઉપર બેસીને કોઇક ઋષિના આશ્રમ થકી પધારતાં હતાં તે શ્રીરામચંદ્રજી પાસે આવ્યાં. શ્રીમહાદેવજીએ નંદીશ્વર થકી હેઠા ઉતરીને શ્રીરામચંદ્રજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યો. परब्रह्मणे नमः એમ કહીને નંદીશ્વર ઉપર બેસીને આગળ પધાર્યા, તે સતીએ પૂછ્યું જે, હે નાથ ! આ કોઈ રાજાનો પુત્ર પોતાની સ્ત્રીને વિયોગે રુદન કરે છે, તેને તમે પરબ્રહ્મ કરીને નમન કેમ કર્યું? ત્યારે શિવજી બોલ્યા કે, અખિલ વિશ્વના ધણી પરબ્રહ્મ તે એજ છે. મનુષ્યનાટય કરી દેખાડે છે. બાકી પરમેશ્વર એજ છે, એમ કહ્યું. તદપિ સતીના મનનો સંદેહ ન ટળ્યો, જે મહારાજ પરમેશ્વર એમ કેમ કરે?

ત્યારે શિવજીએ કહ્યું કે, અમે અહિં વૃક્ષ તળે બેઠા છીએ. તારા મનમાં સંદેહ આવતો હોય તો તું પરીક્ષા લઈ આવ, એમ કહ્યું. ત્યારે સતી ત્યાંથી ચાલ્યાં. તે વેગળેથી શ્રીરામચંદ્રજીને જોઇને શ્રીજાનકીજીનું રૂપ પોતે ધર્યું અને સામાં પધાર્યાં. તે સમય શ્રીલક્ષ્મણજીને તો ભ્રમ થયો કે, શ્રીજાનકીજી આવે છે, ત્યારે શ્રીરઘુનાથજીએ કહ્યું કે, તમે કહો છો તે ન હોય, એ તો સતી આવે છે. એવું કહેતાં તે પાસે આવ્યાં, ત્યારે પ્રભુએ કહ્યું કે અહો દક્ષનંદિની! શિવજી વિના એકલાં કયાં થકી આવો છો? એવું કહ્યું ત્યારે સતી લજવાયાં કે મને ઓળખી, પછી પ્રભુએ બે ચારેક ચમત્કાર દેખાડયા. પછી ક્ષોભ પામીને શિવજી પાસે પાછાં આવ્યાં, ત્યારે શિવજીએ પૂછ્યું કે, હે સ્ત્રી ! પરીક્ષા જોઇ આવી? ત્યારે સતી જૂઠું બોલ્યાં કે, ના મહારાજ ! હું તો તમારા વચનનો વિશ્વાસ રાખી પાછી આવી. ત્યારે શિવજીએ ધ્યાનમાં વિચાર્યું, ત્યારે એમ દીઠું જે એ અમારી માતુશ્રી જાનકીજી તેનું રૂપ ધરીને પરીક્ષા લેઇ આવી. પ્રભુએ ઓળખી ત્યારે લજ્જા પામીને પાછી આવી. અમારી માતાનું રૂપ ધર્યું માટે હવે અમારા ઉછંગમાં બેસવા લાયક નથી. એમ વિચારીને મનમાં સ્ત્રીભાવનો ત્યાગ કર્યો. કૈલાસમાં જઇને જૂદું આસન આપ્યું, ત્યારે સતી સમજ્યાં કે મેં એમનું કહ્યું ન માન્યું, ને પરીક્ષા લીધી, તેનું આ ફળ મને મળ્યું. વળી કોઇક સમે કૈલાસમાં ભગવાન પધાર્યા હતા. તે ભગવાનનું રૂપ જોઇને સતીનું મન ચળ્યું. ભગવાનપર પતિભાવ આવ્યો તે મહાદેવજી જાણી ગયા, જે એનું મન ભગવાન ઉપર ચળ્યું છે. પછી શિવજીએ કહ્યું કે, હે સતિ, તારા મનમાંની વાત અમો જાણી ગયા, એમાં કશો અપરાધ નથી. **શ્રીકૃષ્ણ તો તારા ને બધા જગતના સ્વામી છે.** મારી આજ્ઞા જે કે, પ્રભુની સ્ત્રી થઇને પ્રભુના ઘરમાં રહે. પછી બ્રહ્માને તેડાવીને શિવજીએ કહ્યું કે તમો જાંબુવાનનો અવતાર ધરો. તમારે ઘેર પાર્વતી પુત્રી

થઇ અવતરશે. તેનું નામ જાંબુવંતીજી પડશે, ને તમે તેને શ્રીકૃષ્ણની સાથે પરણાવજો, તે રીતે કર્યું માટે જાંબુવતીને પાર્વતીનો અવતાર જાણવો. માટે ડાહ્યા હોય તે વિચારો કે શિવજીની સ્ત્રી તે, પ્રભુના ઘરમાં સ્ત્રી થયાં. તેનો કશો અપરાધ નહિં ને જાનકીજીનું રૂપ ધર્યું માટે શિવજીએ ત્યાગ કર્યો, કેમકે શિવજી તો હરિના ભક્ત છે, ને શ્રીહરિ તો શિવજીના સ્વામી છે. **તે બરોબર કેમ કહેવાય ? ન જ કહેવાય.**

ત્યાં કોઈ કહેશે કે ઘણાંએક પુરાણમાં શિવજીને ઈશ્વર કહીને સર્વે પૂજ્યા છે, દેવે પણ પૂજ્યા છે, ભગવાને પણ કોઇક ઠેકાણે પૂજ્યા છે. એમ કોઈ કહે, તેનું કારણ એમ છે કે પદ્મપુરાણમાં પોતે ભગવાનેજ શિવજીને આજ્ઞા આપી છે કે તમે કલાયે કલાએ કરીને કળિયુગમાં શંકરાચાર્યાદિકનાં રૂપ ધરીને અમારી ભક્તિનો માર્ગ કંઇએક ગોપ્ય કરો. ને મોહશાસ્ત્ર પ્રકટ કરીને તમારો મહિમા ઉત્કર્ષ કરો. ત્યારે લોક મોહ પામશે. આસુર જીવ અમથકી વિમુખ થાય એવું કરો. તેમને મોહ થવા માટે અમે તમારૂં પૂજન ક્યાંહી ક્યાંહી કરીશું. ત્યારે તે અસુર જીવ જાણશે જે ભગવાન્ સરખા પૂજે છે ત્યારે શિવજી મોટા સર્વથી દેખાય છે. એવું જાણીને અમથી તે અસુર જીવ બહિર્મુખ થશે. તે ભજશે નહીં. તેનું કારણ એ કે અમને ભજશે તો થોડા શ્રમમાં સર્વ વૈકુંઠ પામશે. ત્યારે જગતમાં કોઇ રહેશે નહીં, ત્યારે સૃષ્ટિનો ઉત્તરોત્તર રેસ ચાલ્યો નહીં જાય. માટે પ્રવાહી જીવનું મન ભ્રમણ કરાવીને જગતમાં ને જગતમાં રહે એવું કરો, ને શુદ્ધ દૈવી જીવ જે અમારા હશે તેમને તો અમે બચાવી લેઇશું. તેને તમારા મોહશાસ્ત્રનો મોહ નહીં લાગે. અમને મૂકીને તેમનું મન ચળશેજ નહીં. માટે અમારી આજ્ઞા પાળીને અમે કહ્યું તે કામ કરો. ત્યારે શિવજીએ પ્રભુ પ્રત્યે વિનંતિ કરી જે, હે નાથ ! હું તો તમારો દાસ છું તે ઘણાએક જીવને તમારી સન્મુખ કરૂં, એ તો મારો ધર્મ છે. પણ વિમુખ કરૂં તેનો મુને અપરાધ ન લાગે. ત્યારે ભગવાને કહ્યું જે, અમારી આજ્ઞા છે, માટે તમને દોષ નહી લાગે તદુપરાંત જો પાપનો ભય લાગતો હોય તો પદ્મપુરાણોક્ત અમારૂં વાસુદેવસહસ્રનામ કરીને મોટું અઢીસેં શ્લોકનું સ્તોત્ર છે તે તમે ભણી જજો પછી તેનો તમને અપરાધ નહી લાગે. એ વૃત્તાંત બધું વાસુદેવસહસ્રનામની પીઠિકામાં શ્રીમહાદેવજીએ પાર્વતી પ્રત્યે કહી દેખાડયું છે. "હે પાર્વતી ! આવી આજ્ઞા મુને પ્રભુની છે, માટે હું તેમ કરૂં છું." તે વાત કિંચિત્ માત્ર તને જણાવવા માટે હે પૃચ્છક ! મેં અહીં કહી છે.

વળી એક સમય કાશીમાં વ્યાસજી ભગવાનનું માહાત્મ્ય વર્ણન કરતા હતા, ત્યારે ભગવાને વાર્યા કે, હે વ્યાસજી ! શિવની પુરીઓમાં અમારી ઇશ્વરતા વર્ણન ના કરશો. શિવાદિક, શક્તિ, સૂર્ય ગણપતિ, બીજા દેવની સ્તુતિ કપટે કરીને વર્ણન કરો. અમારી આજ્ઞા છે, માટે અનુચિત બોલ્યાનો તમને અપરાધ નહીં લાગે. માટે વ્યાસે જ્યાં ભગવાનની શ્રેષ્ઠતા કહી છે, તે વચન તો સત્ય માનવાં. ભગવાનની શ્રેષ્ઠતા વ્યાસે વર્ણન કરી નથી, તે જુઠાં કપટ વચન જાણવાં. ભગવાનની આજ્ઞા છે માટે વ્યાસે કર્યું છે. યાજ્ઞવલ્કય સંહિતામાં એવું વચન છે ને વૈષ્ણવની ભ્રમણા મટવા લખી દેખાડીએ છીએ. તે શ્લોક–

**वाल्मीकेश्च वचः सत्यं सत्यं पाराशरं वचः । व्यासवाक्यं क्वचित्सत्यं जैमिनेर्नैव नैव च ॥**

ઇત્યાદિક વચન છે. માટે વૈષ્ણવને સંદેહ ન રાખવો. જે વ્યાસનું વચન ક્વચિત્ ક્વચિત સત્ય કહ્યું તે કેમ સંભવે ? વ્યાસનાં વચન તો બધાં સત્ય માનવાં. એમ સંદેહ થાય તે

ન કરવો. ભગવાન્ સંબંધી જેટલાં વચન તેટલાં તો સત્ય. ભગવાન્ વિના બીજી ઈશ્વરતા વર્ણન કરી છે, તે કપટ વચન છે, સત્ય નથી.

વળી શિવજીએ બધા જગતનો પ્રલય કર્યો, તે અપરાધે શિવજી અમંગળરૂપ થયા હતા. તે પાછા શ્રીભગવત્પાદોદકી શ્રીગંગાજીનું પાવન જળ જટાજુટમાં મસ્તક ઉપર ધારણ કર્યું, ત્યારે પાછા શિવજી શિવરૂપ થયા. **તે ભગવાનની બરોબર કેમ કહેવાય ?**

કોઈએક કહેશે કે વેદમાં પણ શિવાદિકને ઈશ્વર કરીને વર્ણન કર્યા છે; તે હેતુ સમજતા નથી. શ્રીગીતાજીમાં પંદરમા અધ્યાયમાં ભગવાને શ્રીમુખે એમ કહ્યું છે કે, **સઘળા વેદમાત્રનું રહસ્ય તો એક મનેજ જાણવા માટે છે.** બીજા કોઈને જાણવા માટે નથી, તે શ્લોક—वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांतकृद्वेदविदेव चाहं ॥ ઈત્યાદિવચનાત્॥

વળી પાંડવગીતામાં વેદવ્યાસજીનું વચન છે તે શ્લોક—सत्यं सत्यं पुनः सत्यं भुजमुत्थाय चोच्यते । न वेदात् परमं शास्त्रं न देवः केशवात्परः ॥ ઇત્યાદિવચનાત્ ॥

વળી શ્રીવલ્લભાચાર્યનું વચન છે તે શ્લોક—अंतःकरण मद्वाक्यं सावधानतया शृणु । कृष्णात् परं नास्ति दैवं वस्तुतो दोषवर्जितम् ॥ ઇત્યાદિવચનાત્ ॥

વળી પુરાણાંતરે વચન ॥ શ્લોક—वंशीविभूषितकरान्नवनीरदाभात् पीताम्बरादरुणबिंबफलाधरोष्ठात् । पूर्णेन्दुसुन्दरमुखादरविंदनेत्रात् कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने ॥

વળી શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં શ્રીમુખવાક્ય ॥ શ્લોક—मत्तः परतरं नान्यत् किंचिदस्ति धनंजय । मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥

વળી ગીતાજીમાં શ્લોક–अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते । इति मत्वा भजन्ते मां बुधा भावसमान्विताः पुनः गीतायां अहमादिश्च मध्यं च भूतानामंत एव च ॥ ઇત્યાદિવચનાત્ ॥

વળી શ્રીમદ્‌ભાગવતમાં શ્લોક—यस्यांघ्रिपंकजमजोखिललोकपालैर्मौल्यौत्तमैर्धृतमुपासिततीर्थ ब्रह्मा ॥ भवोहमपि यस्य कला कलायाः ॥

વળી શ્રીભગવદ્‌ગીતાની પીઠિકામાં વ્યાસવાણી ॥ શ્લોક—यं ब्रह्मा वरुणेन्द्ररुद्रमरुतः स्तुन्वन्ति ॥ ઇત્યાદિવચનાત્ ॥

શ્રીભાગવત એકાદશ સ્કંધે શ્લોક—ध्येयं सदापरिभवघ्नमभीष्टदेहं तीर्थास्पदं शिव-विरंचिनुतं शरण्यं ॥ ઇત્યાદિવચનાત્ ॥

માટે શિવજી તે ભગવાનના ભક્ત છે. તે જુઓ કે શ્રીમહાદેવજીએ જે જે વસ્તુ અંગીકાર કરી છે, તે ભગવત્સંબંધ જાણીને કરી છે તે પ્રકાર સૂક્ષ્મ કહીએ છીએ. શિવજીએ શ્રીગંગાજી મસ્તક ઉપર સદા ધારણ કર્યા છે, તે **ભગવત્પાદોદક જાણીને.** વળી અર્ધો ચંદ્રમા લલાટે ધારણ કર્યો છે, તે પણ શ્રીહરિના વામચરણારવિંદમાં અર્ધો ચંદ્રમાનું ચિન્હ છે, તે માટે વળી ચંદ્રનો બીજો ભાવ પણ છે કે શિવજી શ્રીવૃન્દાવનમાં સખીરૂપે ભગવાનની સ્ત્રી થઈને રહ્યા છે, તે સૌભાગ્યનાં એ લક્ષણ સદા રાખ્યાં છે. અર્ધ ચંદ્ર રૂપે તો કુંકુમના કેસરની આડનો ભાવ રાખ્યો છે; એ ભાવ ન હોય, તો અર્ધ ચંદ્ર શિદ ધરે ? પૂર્ણ ચંદ્ર ધરે પણ અર્ધો ચંદ્ર સૌભાગ્યના ભાવ માટે રાખ્યો છે. વળી કંઠને વિષે વિષપાન કર્યું છે, તેને વિષે કાળી રેષા કીડીયાં સેર સૌભાગ્યમાં મુખ્ય જોઈએ. તે ભાવ પોતાના મનમાં રાખ્યો છે. વળી કંઠ રૂંઢમાળા શિવજી ધરે છે, તે જે જે ભગવાનના ભક્ત ભગવન્નામ જપનારા તે મૃત્યુ પામ્યા ત્યારે ત્યારે તેમના મસ્તક લઈ તેમને પ્રોહીને

કંઠમાં માલા ધરી છે; તેનું પ્રમાણ રામાયણમાં શિવજીએ પાર્વતી પ્રત્યે કહ્યું છે, વળી અશ્વમેધના યુદ્ધમાં સુરથ તથા સુધન્વાનાં મસ્તક નંદીશ્વર માળાનો મેળ કરવાને બહુ પ્રયત્ને કરી માગીને લઇ ગયા છે, તે હરિભક્તના ભાવ માટે. વળી શિવજી પોતાને અંગે સ્મશાનની ભસ્મ ચોળે છે, તેનો ભાવ કહીએ છીએ કે શ્રીરામચંદ્રજીની પુરી અયોધ્યા તેમાં જે મૃત્યુ પામે તેને બાળવાનું સ્મશાન કાશી છે, તે રામપુરીના લોકની ભસ્મ જાણીને શિવજી ચોળે છે. ઇત્યાદિક બધી વસ્તુઓ શિવજીએ અંગીકાર કરી છે. તે હરિસંબંધ માટે, વિસ્તાર કરીને લખતાં પાર ના આવે.

વળી શ્રીહરિના ભક્ત જેટલા તે અનન્યભાવે એક શ્રીહરિનેજ ભજે. **શિવાદિકને ના ભજે.** તેનો દોષ નહીં, તે શા માટે ? કે શ્રીહરિના અંગમાં શેષ, શિવાદિક બધા દેવ આવી ગયા. તે શ્રીભાગવતમાં ઘણે ઠેકાણે કહ્યું છે, અનન્ય ભક્ત મુખ્ય ફળ પામે, તે પ્રમાણે શિવના ભક્ત એમ જાણે જે અમે પણ વિષ્ણુનો ત્યાગ કરીને એકલા શિવને ભજીશું તે શાસ્ત્રમાં ના કહી છે. જો વિષ્ણુની નિંદા કરે, ને એકલા શિવને ભજે તો શિવજી તેને દંડ દે. તે જુઓ કે હરિવંશગ્રન્થમાં તથા શ્રીકૃષ્ણખંડમાં કહ્યું છે કે શિવજીને કોઇ એક ભકતે પુછ્યું કે, શિવજી ! તમારા કેટલાએક ભક્ત તો સુરૂપવાન છે ને કેટલાએ અતિશે કુરૂપ ભૂત, પ્રેત, પિશાચાદિક, ખોડાં, લૂલાં, ભાંગેલાં, કાણાં, બહેરાં, અતિશે ભયાનક તમારા લોકમાં છે. એવી સેના છે, તેનું કારણ શું ? તે કહો, ત્યારે શ્રીમહાદેવજીએ કહ્યું કે સાંભળ ભાઇ, મારા પ્રાણવલ્લભ જે શ્રીહરિ તેમને વંદિને મને ભજ્યો છે, તે તો આ સ્વરૂપવાન અમારા દાસ છે તે, ને જેણે વિષ્ણુની નિંદા કરીને મને ભજ્યો છે, તે તે આ સર્વ ભૂત પ્રેતાદિક જાણવા, તેમને એ દંડ અમે દીધો છે. એમ શિવજીએ કહ્યું. **તે શિવજીને હરિ બરોબર કેમ કહેવાય ? નજ કહેવાય.**

વળી શ્રીમહાદેવજીએ શ્રીપુરુષોત્તમની પ્રેરણા આજ્ઞા થકી બધા વિશ્વનો સંહાર કર્યો, તે પાપ શિવજીને હરિએ ન લાગવા દીધું, ગંગાજીના સંબંધથી પવિત્ર કર્યાં ને શિવજીએ પોતાની ઇચ્છાએ બ્રહ્માનું મસ્તક છેદ્યું હતું, તે બ્રહ્મકપાલ શિવજીને હજૂ વળગી રહ્યું છે, ત્યારે એમ સમજી લેવું કે ભગવદાજ્ઞા વિના શિવજી કર્મ કરે તે તેને વળગે, તેમ ભગવાનને કશું કમ રૂડું ભુંડું કરે તે વળગે નહીં, તે શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં શ્રીમુખે શ્રીભગવાનેજ કહ્યું છે, તે શ્લોક—न मे कर्माणि लिम्पंति न मे कर्मफल स्पृहा ॥ ઇત્યાદિવચનાત્ ॥

વળી કોઇ કહેશે કે સમુદ્રમાંથી કાલકૂટ વિષ નીકળ્યું, તે બીજા કોઇથી ના પીવાયું, શિવજીએ પીધું, ત્યારે શિવજી મોટાજ તો એમ જે કહે છે તે અજ્ઞાન છે, શિવજીએ વિષ પીધું તે શ્રીહરિનામના પ્રતાપ વડે પીધું છે, તે વિષનો અગ્નિ હરિનામવડે શાંત પમાડયો છે, એ રીતે હરિનામના બળવડે બીજા હરિભક્ત ઘણાએ વિષપાન કરીને જેરવી લીધું છે, તે કહેશો કે કયા ? તો જુઓ કે, એક તો પ્રલ્હાદજી, બીજા ભીમસેનાદિક વળી કલિયુગમાં મીરાંબાઇ શ્રીકૃષ્ણની અનન્ય ભક્ત હતી, તેણે તેના સ્વામાનું મોકલેલું વિષ શ્રીકૃષ્ણનું નામ લઇને પાન કર્યું, તે જળ જેવું થઇ ગયું. કશું દુઃખ દઇ ના શકયું, ત્યારે એમાં શિવજીએ શું મોટું પરાક્રમ કર્યું ! સર્વે **ભગવત નામના બળ** થકી પીધું.

વળી જુઓ કે કાશીમાં જે કોઇ મૃત્યુ પામે છે, તે સમે અંતકાળને વેળા શિવજી તે પ્રાણીના શ્રવણમાં તારક મંત્ર ઉપદેશ કરે છે, તે વડે તે જીવ મુક્તિ પામે છે, તે

તારક મંત્ર તે કયો કે "શ્રીરામ જયરામ જયજયરામ" એટલા શબ્દ ભગવદ્ નામનો **ઉપદેશ કરીને મુક્તિ આપે છે. તે ભગવાન્ બરોબર પોતાના નામમાં કલ્યાણ કરવાનું બળ હોય તો પોતાના નામનો ઉપદેશ ન કરે શું ! પણ ભગવાનનું નામ તે સર્વોપરિ છે, એમ જાણવું.**

વળી એક વારતા ઘણી ગુહ્ય છે, તે પ્રકટ કહેતાં નિંદા સરખું લાગે માટે કંઇ એક ગુપ્ત રાખી કહીએ છીએ કે ( આ વર્ણન બીભત્સ ભાષામાં હોવાથી છાપ્યું નથી. )

× × × × × ×

વિષ્ણુના ભક્ત શિવનું દર્શન કરવા નથી જતા તે શા માટે કે અમો હરિભક્ત છીએ ને શિવજી પણ હરિભક્ત છે. તે અમને દેખીને લજવાશે. માટે સહેજ રસ્તામાં જતાં શિવાલય આવે ત્યારે વૈષ્ણવ જાણીને વૈષ્ણવ "જયશ્રીકૃષ્ણ" માત્ર વેગળેથીજ કરે. એ લિંગને ધરેલું નૈવેદ્ય જે ખાય તે દરિદ્રી થાય, ને તપહીણ થાય. ઘાતકી થાય, તે માટે એકલા ભાયડા ખાય છે, માટે તેમનું નામ તપોધન છે. મૂળે શિવજી દિગંબર તો છે જ એટલે તે નાગા ફરે છે, ને × × × × યોગીને કંઇ નગ્ન થયાની લજ્જા નથી, એ ભાવ સમજવો.

વળી જુઓ કે હરિનો ભક્ત અમ્બરીષ રાજા તેમનો અપરાધ શિવજીનો અવતાર એવા દુર્વાસા મુનિ તેમણે કર્યો, તે અપરાધ માટે તે ઋષિને બાળવાને સુદર્શન ચક્ર ભગવાનનું આવ્યું, ત્યારે દુર્વાસા નાઠા; બ્રહ્માને શરણ ગયા, ત્યારે બ્રહ્માએ કહ્યું કે હરિ ભક્તનો અપરાધી અમથી ના રખાય. ત્યાંથી શિવજીને શરણ ગયા, શિવજીએ પણ બ્રહ્માની પેઠે જ કહ્યું, શરણ ન રાખ્યા, ત્યાંથી નાઠા ભગવાન્ પાસે ગયા. ભગવાનને કહ્યું કે મહારાજ ! હું તમારે શરણ આવ્યો છું, મે અમ્બરીષ તમારો ભક્ત તેનો અપરાધ કર્યો છે તો તે માટે મને તમારૂં સુદર્શન ચક્ર બાળે છે, તેના ભયથી મુને મુકાવો. ત્યારે ભગવાને કહ્યું કે શરણાગતવત્સલ તો હું ખરો, પણ તું મારે શરણ પડે તો હું રાખું. ત્યારે શ્રીમહાલક્ષ્માજીએ કહ્યું કે, હે નાથ ! એ તમારો શરણ પડયો છે જ તો એને રાખોની ! ત્યારે ભગવાને કહ્યું કે હું તો અમ્બરીષના હૃદયમાં બેઠો છું ને અહીં મારા હૃદયમાં તો અમ્બરીષ બેઠો છે ? તે અમ્બરીષનો તો એ અપરાધી છે, તે મારાથકી શી રીતે મૂકાય ? માટે વહેલો વહેલો સહેલો ઉપાય મૂકીને અમ્બરીષના ચરણમાં મસ્તક મુકે તો ત્યાં અમ્બરીષના હૃદયમાં હું બિરાજું છું, તેથી ત્યાં હું એને ભયથી મુકાવીશ; એમ જુક્તિ કરીને અમ્બરીષના પગમાં મુનિને નમન કરાવ્યું. ને સાક્ષાત્ શિવજીનો અપરાધી કામદેવ તે શ્રીકૃષ્ણનો પુત્ર થઇને પ્રદ્યુમ્નરૂપે અવતર્યો, ત્યાં શિવજીનું કશું ચાલ્યું નહીં, **તે શિવજી ભગવાન બરાબર કેમ કહેવાય ? નજ કહેવાય.**

વળી ભગવાનનો ભક્ત ધ્રુવજી તેણે પ્રાચીન કિંચિત્ વૈર સાંભળીને સહસા કુબેરની પુરી સમીપ જઇને શિવજીનો પરમ ભકત જે કુબેર તેની સાથે યુદ્ધ કર્યું ને કુબેરના યક્ષ કોટાન કોટ મારી નાંખ્યા, રુધિરની નદી વહેવરાવી, તદપિ ધ્રુવજી પ્રત્યે શિવજીનું કશું બળ ન ચાલ્યું ને કુબેર પણ પ્રસન્ન થઇને ધ્રુવજી સામા જઇને મળ્યા ને કહ્યું કે હે પુત્ર ! તું મારી પાસે વરદાન માગ, હું ઘણો પ્રસન્ન થયો છું, કહીને પોતાના મનથી કેટલાંએક વરદાન આપીને પોતાને ઘેર આવ્યા, **હરિભક્તનો પ્રતાપ એટલો છે તો હરિના પ્રતાપનું શું કહેવું ?**

વળી એક સમે રાજા ચિત્રકેતુ શ્રીહરિનો ભક્ત હતો તે વિમાનમાં બેસીને સઘળે ફરતો, તે એક સમે કૈલાસમાં શ્રીમહાદેવજી પાસે આવ્યો હતો, ત્યાં શ્રીમહાદેવજી તો સદા દિગંબર રહે છે, તે પાર્વતીજીને ઉછંગમાં બેસાડીને સભા વચ્ચે બેઠા હતા, તે તે ચિત્રકેતુએ દીઠાં, તે સમે ભગવત ઇચ્છાએ ચિત્રકેતુએ એવું બોલાયું જે પોતે નગ્ન છે, તે ઉછંગમાં સ્ત્રીને બેસાડીને સભામધ્યે બેઠા છે, તે કાંઇ યોગ્ય નહીં, તેવું વચન સાંભળીને શ્રીમહાદેવજી તો ચિત્રકેતુ હરિભક્તનો પ્રભાવ સારી પેઠે જાણે છે માટે સાંભળી રહ્યા. પણ કશુંએ બોલ્યા નહીં, પણ તેવું વચન સાંભળીને શ્રીપાર્વતીજી તો ઘણું ક્રોધે ભરાયા ને એમ બોલ્યાં જે, જુઓ રે ભાઈઓ, સનકાદિક સરખા સમર્થ સભામાં બેઠા છે, તે તો શ્રીમહાદેવજીને કશું કહેતા નથી, તે ભણે છે જે એ ઇશ્વર છે, તે પુરુષને આ કોઈ અજ્ઞાની આવ્યો છે તેણે અયોગ્ય વચન કહ્યાં. તે સાંભળીને મારા સ્વામી તો કશું બોલ્યા નહીં, પણ એ મુગ્ધને હું શિક્ષા દઉં છું, મારો શાપ તું સાંભળ, કે આ વિમાનમાંથી તું હેઠો પડીને હવડાં ને હવડાં અસુર થા, તેવો દુસ્તર શાપ સાંભળીને સઘળી સભા વિસ્મય થઇ ગઇ, જે મહાદુર્જેય આ શક્તિનો શાપ એને થયો, હવે એની શી ગતિ થશે ! હવે એ હાથ જોડીને શ્રીપાર્વતીજીને નમન કરે, ને આપનો અનુગ્રહ માંગે, તો ઘણું સારૂં. સઘળી સભાએ તો એમ ધાર્યું. પણ ચિત્રકેતુ રાજા શ્રીહરિનો ભક્ત છે. તે ભક્તિના પ્રતાપબળથી એક અણુ માત્ર પણ ગ્લાનિ ન પામ્યો. હરિ ઇચ્છા માનીને ભગવત નામની ધ્વનિ કરતો થકો વિમાનસહિત આકાશ માર્ગે ચાલ્યો. તે સમય શ્રીપાર્વતીજીએ શ્રીમહાદેવજીને પૂછ્યું કે, હે મહારાજ ! બ્રહ્માદિકને ભય ઉપજાવે એવો મારો મહામોટો દુર્જય શાપ, તે એ પામ્યો ને તત્કાળ વિમાન થકી ભ્રષ્ટ થઇને પૃથ્વી ઉપર પડયો કેમ નહીં ? એ મોટું આશ્ચર્ય ! આ સર્વ સભાને તથા મને પણ લાગે છે. તેનું શું કારણ હશે ? તે વચન સાંભળીને સઘળી સભા સાંભળતાં શ્રી ઉમીયાજી પ્રત્યે શ્રીમહાદેવજી એમ બોલ્યા જે, હે શક્તિ ! એ મોટો હરિભક્ત છે. એનો પ્રભાવ તેં દીઠો ! એ મહાજ્ઞાની છે, શ્રી પ્રભુનો વહાલો છે. એ તારો શાપ સાંભળીને તને તથા મને પણ એ પાછો શાપ દે તો આપણુ બંનેને ભોગવવો પડે. પણ એ હરિનો દાસ મહાશાંત છે. તે શાપ દે જ નહીં ને ક્રોધથી ભય પામેજ નહીં. તું હરિની ભક્ત છે, માટે તારી મર્યાદા રાખવા સારૂં કોઇએક સમયે એનાં મનમાં આવશે, ત્યારે તારો શાપ અંગીકાર કરશે. પણ તત્કાળ તો નહિ માને. તે પછી કોઇક સમયે એ ચિત્રકેતુએ વૃત્રાસુરનો જન્મ ધરીને ઇંદ્ર સાથે મહાયુદ્ધ કર્યું છે. અસુર થયો પણ ભક્તિજ્ઞાન ખંડિત થયું નહિ. તે જન્મમાં પણ પ્રભુની મહાસ્તુતિ કરી છે.

એ વાત સાંભળીને પેલા પ્રશ્ન પૂછનારે મહાપુરુષને પૂછ્યું કે, હે મહારાજ ! તમે શ્રીપાર્વતીજીને શ્રીમહાદેવજીના મુખદ્વારા શ્રીહરિનાં ભક્ત કહ્યાં તે મને મોટો સંદેહ છે, કે પારવતીજીને વૈષ્ણવની દીક્ષા ને હરિની ભક્તિ શી રીતે પ્રાપ્ત થઇ છે ! જે એનો શાપ ચિત્રકેતુને માનવો પડયો. ત્યારે વક્તા પુરુષ બોલ્યા જે એ કથા નારદપંચરાત્ર ગ્રંથ છે, તેમાં દ્વિતીય રાત્રિના પ્રસંગમાં એ વાતો લખી છે, કે શ્રીમહાદેવજીએ શ્રીભગવાન્ પાસે વૈષ્ણવની દીક્ષા લઇને શ્રીકૃષ્ણ નામનો ઉપદેશ ભગવાનના શ્રીમુખથી લીધો છે. તે શ્રીપાર્વતીજી આદિ પુત્ર પરિવાર સર્વને શ્રીમહાદેવજીએ શ્રીકૃષ્ણ નામનો ઉપદેશ ને વૈષ્ણવી દીક્ષા ભગવાન પાસે અપાવી છે. માટે શ્રીપાર્વતીજીએ ચિત્રકેતુએ વૈષ્ણવ માની તેનો હેતુ એ છે.

એ ઠેકાણે કથા તો બીજી ઘણી છે, પણ ગ્રંથ વધી જાય માટે સંક્ષેપે કહ્યું છે. એક સમય પુંડરીક જે મિથ્યાવાસુદેવ તેને દ્વારિકાધીશે માર્યો. તેનો મિત્ર કાશી રાજા હતો. તે પક્ષ કરીને વઢવા આવ્યો હતો, તેને પણ ભગવાને માર્યો. તેનો પુત્ર સુદક્ષ રાજા તે પોતાના પિતાનું વૈર લેવા માટે મહાદેવજીને પ્રસન્ન કરીને વરદાન માગ્યું જે મારા પિતાના શત્રુને હું મારૂં, એવો ઉપાય મુને બતાવો. ત્યારે મહાદેવજીએ કહ્યું કે તું એક યજ્ઞ કર, દક્ષિણાયન અગ્નિનો પ્રયોગ સાધ. તે દક્ષિણાયન અગ્નિ પ્રસન્ન થઇને તારા પિતાના શત્રુનો પરાજય કરશે. તે પ્રમાણે તે રાજાએ કર્યું. ત્યારે તે દક્ષિણાયન અગ્નિ પ્રસન્ન થયો, ને કહ્યું જે તું કહે તે કરૂં. ત્યારે તેણે કહ્યું જે દ્વારિકાપુરી દગ્ધ કર. તે સાંભળીને તે અગ્નિ દોડયો તે દ્વારિકાના લોકને પરિતાપ કરવા માંડયો, ત્યારે તે પ્રજા સઘળીએ શ્રીદ્વારિકાધીશ ચોપટ પાસા રમતા હતા ત્યાં આવીને પોકાર કર્યો, જે મહારાજ, કોઇ અગ્નિ આવ્યો છે તે બાળે છે. ત્યારે ભગવાને સુદર્શનચક્રને આજ્ઞા આપી, જે કાશી રાજાના પુત્રનો પ્રેર્યો એ અગ્નિ આવ્યો છે તેને તું ભસ્મીભૂત કરી નાખ તે બધી કાશીને પણ ભસ્મીભૂત કરી નાંખ. તે ભગવાનની આજ્ઞા પાળીને સુદર્શન દોડયું, તે અગ્નિને પણ બાળી નાંખ્યો અને રાજાને પણ ભસ્મ કર્યો, ને બધી કાશીપુરી શ્રીમહાદેવજીના સઘળા પરિકર સુદ્ધાં દગ્ધ કરી. જાળી, અટારી, મેડી સુદ્ધાં ભસ્મીભૂત કરી નાંખ્યાં. ત્યાં શ્રીમહાદેવજીનું કશું બળ ચાલ્યું નહિ. **તે મહાદેવજી ભગવાનની બરોબર કેમ કહેવાય?**

એવી કથાઓ અને ઇતિહાસ તો ઘણા છે તે કયાં લગી લખીએ? માટે થોડામાં સમજી જજો કે ભગવાનની બરોબર શેષજી, શિવજી, બ્રહ્મા ઇંદ્રાદિક દેવતા કોઈ નથી. માટે **કોઇની નિન્દા સ્તુતિ કરવી નહિ.** પણ મનના સઘળા ભ્રમ ટાળીને એક પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણચંદ્રને ભજવા. આ સઘળું શાસ્ત્રસંમતિ લઇને કથન કર્યું છે. મનઃકલ્પિત કોઈ રખે જાણે.

એવું સાંભળીને પેલો પૂછનાર નિઃસંદેહ થઈ ગયો. અને કહ્યું કે મહારાજ, મારા મનના સઘળા સંશય મટી ગયા. હું સમજ્યો જે જેના અંશ હોય તે તેની મોટાઇ કરે પણ શ્રીકૃષ્ણચંદ્ર બરોબર કોઇ નથી.

॥ ઇતિ શ્રીકૃષ્ણજન કવિ દયારામ વિરચિત સ્વરૂપતારતમ્ય ગ્રંથ સમાપ્ત ॥

---

# वैष्णवता अने भारतवर्ष.

( ભારતેન્દુ બાબુ હારશ્ચન્દ્રના લેખ પરથી અનુવાદક—**શ્રીયુત ભટ્ટ શ્રીવ્રજરમણ શર્મા. તથા હરિશંકર શાસ્ત્રી.**

જો વિચાર કરીને જોશો તો ચોકખું જણાશે કે ભારતવર્ષમાં સૌથી પ્રાચીન વૈષ્ણવ મત છે. અમારા આર્ય લોકોએ બધાથી પ્રાચીન કાલમાં સભ્યતાનું અવલંબન કર્યું એજ કારણથી આર્ય લોકો શું ધર્મ, શું નીતિ, બધા વિષયના, સંસાર માત્રના તેઓ દીક્ષાગુરુ છે. આર્યોએ આદિ કાલમાં સૂર્યનેજ પોતાના જગતના સૌથી ઉપકારી અને પ્રાણદાતા સમજીને બ્રહ્મ માન્યો અને એમનો મંત્ર ગાયત્રી એથીજ એજ સૂર્યનારાયણની ઉપાસનામાં કહ્યો છે. સૂર્યના કિરણો 'आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः' પાણીમાં અને મનુષ્યોમાં પ્રસરેલી રહી છે, અને એનાથીજ જીવન પ્રાપ્ત થાય છે. અને એથી જ સૂર્યનું નામ નારાયણ છે. આપણા જગતના ગૃહ માત્ર, જે સૌ દરેક બ્રહ્માણ્ડ છે, અને તેની

આકર્ષણ શક્તિથી સ્થિર છે, એજ નારાયણનું નામ અનન્ત કોટિબ્રહ્માણ્ડનાયક છે. એજ સૂર્યનું નામ વેદમાં વિષ્ણુ છે, કેમકે એની વ્યાપકતાથી જગત્ સ્થિર છે. એથીજ આર્યોમાં સૌથી પ્રાચીન એક જ દેવતા હતા. ઘણા કાલ પછી સૂર્યમાં ચતુર્ભુજ દેવની કલ્પના થઇ. 'ધ્યેયઃ સદા સવિતૃમંડલમધ્યવર્તી નારાયણઃ સરસિજાસનસંનિવિષ્ટઃ' । 'તદ્વિષ્ણોઃ કર્માણિ પશ્યત' 'યત્ર ગાવો ભૂરિ શૃગાઃ' 'ઇદં વિષ્ણુર્વિચક્રમે' વગેરે શ્રુતિઓ જે સૂર્ય નારાયણનાં આધિભૌતિક ઐશ્વર્યની પ્રતિપાદક હતી, તે આધિદૈવિક સૂર્યની વિષ્ણુમૂર્તિના વર્ણનમાં વ્યાખ્યાત થઈ. ગમે તે રૂપથી પણ વેદોએ પ્રાચીન કાળથી વિષ્ણુનો મહિમા ગાઇ, તેના પછી એ સૂર્યની એક પ્રતિમૂર્તિને પૃથ્વી પર માનવામાં આવી, એ પ્રતિમૂર્તિ તે અગ્નિ. આર્યોનો બીજો દેવતા અગ્નિ છે. અગ્નિ એ યજ્ઞ છે. અને 'યજ્ઞો વૈ વિષ્ણુઃ'. અને યજ્ઞથીજ રુદ્ર દેવતા મનાયા, આર્યોના એક છોડીને બે દેવતા થયા, આમ પછી ત્રણ થયા, અને ત્રણમાંથી અગ્યાર થયા, અને અગ્યારને ત્રણ ઘણા કરવાથી તેંત્રીસ થયા, અને તેંત્રીસમાંથી તેંત્રીસ કરોડ થયા. આ વિષયનું વિશેષ વર્ણન જુદા પ્રસંગે કરીશું. અહીં તો ફક્ત એ એ વાત દેખાડવામાં આવે છે કે વર્તમાન સમયમાં પણ ભારતવર્ષ અને વૈષ્ણવતાને કેટલો ઘનિષ્ટ સમ્બન્ધ છે?

**શૈવ મત અનાર્યોનો છે.** યુરોપના પૂર્વાદિવિદ્યા જાણવાવાલા વિદ્વાનોનો મત એ છે કે રુદ્ર વગેરે દેવતા આર્યોના નથી. [1]પણ અનાર્યો (Non Aryan or Tamalian) ના છે. તેના એ લોકો આઠ કારણ આપે છે. પહેલા તો વેદોમાં **લિંગપૂજાનો** નિષેધ છે. જેમકે 'વશિષ્ટ ઇંદ્રને વિનંતિ કરે છે કે અમારી વસ્તુઓને 'શિશ્નદેવા' (લિંગપૂજક) થી બચાવો વગેરે. [2]ઋગ્વેદ અને એવી જુદી જુદી ઋચાઓમાં પણ શિશ્નદેવા લોકોને અસુર દસ્યુ વગેરે કહ્યા છે અને રુદ્રોમાં પણ રુદ્રની સ્તુતિ ભયંકર ભાવથી કરી છે. બીજી યુક્તિ એ છે કે સ્મૃતિઓમાં **લિંગપૂજાનો** નિષેધ છે. [3]પ્રોફેસર મેકસમૂલરે વશિષ્ટસ્મૃતિના અનુવાદના ઠેકાણે આ વિષયને બહુજ ખુલાસાથી લખ્યો છે. ત્રીજી યુક્તિ તેઓ એ કહે છે કે લિંગપૂજક અને દુર્ગાભૈરવાદિકોના પૂજક બ્રાહ્મણોને પંક્તિમાંથી દૂર કરવાનું લખ્યું છે. (મિતાક્ષરાવૃત્ત બ્રહ્માણ્ડપુરાણના વાકય ચતુર્વિંશતિમત પરાશરવ્યાખ્યામાં માધવ શ્લોક ૩૯; આપસ્તમ્બ, ભાગવત ચતુર્થ સ્કંધ બીજા અધ્યાયનો ૨૮ શ્લોક અને ધર્માબ્ધિસારના ત્રીજા પરિષદનો પૂર્વાર્ધ જુઓ). ચોથી યુક્તિ એમ કહે છે કે લિંગનું તથા દુર્ગાભૈરવાદિકોનું નિર્માલ્ય ખાવામાં પાપ લખ્યું છે. કમલાકરાહ્નિક નિર્ણયસિંધુ, (આચારમાધવાદિ ગ્રન્થોમાં સંખ્યાબંધ વાકયો છે, જોઇ લો). પાંચમું શાસ્ત્રમાં શિવમંદિર અને ભૈરવાદિકોનાં મંદિરોને ગામની બહાર બનાવવાનું લખ્યું છે. [4]છઠ્ઠુ તે લોકો કહે છે કે શૈવ બીજ મંત્રથી દીક્ષિત અને શિવને છોડીને બીજા દેવતાઓને નહિ માનવાવાળા એવા શુદ્ધ શૈવ હિંદુસ્થાન-

---

(૧) એન્ટીક્વિટો ઓફ ઉડીસા ૧ ભાગ ૧૩૬ પાનું જુઓ.

(૨) Ragveda, IV; P. 6. and Dr. Wilson's Vedic Comments.

(૩) Professor Maxmuller's Ancient Sanskrft Lituratute P. 55.

(૪) ભાગવતના પહેલા સ્કંધના બીજા અધ્યાયનો ૨૫, શ્લોક 'વ્યવહારાધ્યાય દિવ્ય પ્રકરણ કોષ વિધાન ૧૮ શ્લોક, વશિષ્ઠ સ્મૃતિ, ગીતા સાતમો અધ્યાય, ૨૦ શ્લોક, ગૌતમકૃતાચાર સૂત્ર ૧૨ ખંડ, આચારપ્રકાશમાં મત્સ્યપુરાણનાં વાકય અને કાશીખંડનાં

ની અંદર બહુજ થોડા છે. અથવા તો, શિવોપાસક સ્માર્ત છે, તેમ શાક્ત છે. શાક્ત પણ શિવને પાર્વતીના પતિ સમજીનેજ વિશેષ આદર આપે છે, પણ કંઇ સર્વેશ્વર સમજીને નહિ. દક્ષિણમાં જે દીક્ષિત શૈવ છે તે બહુજ થોડા છે.

શાક્ત તો જે દીક્ષિત હોય છે, તે ઘણું કરીને કૌલ થઇ જાય છે. સૌર ગાણપત્યની તો કંઇ ગણત્રીજ નથી. પણ વૈષ્ણવોમાં માધ્વ અને રામાનુજને છોડીને અને એઓમાં પણ જે ખાસ આગ્રહી છે, તેઓજ તો સાધારણ સ્માર્તોથી કંઇક જુદા છે, નહિ તો દીક્ષિત વૈષ્ણવ તો બધાજ છે. સાતમી યુક્તિ આ લોકોની એ છે કે જે અનાર્ય લોકો પ્રાચીન કાલમાં હિંદુસ્થાનમાં રહેતા હતા, અને જેઓને આર્યલોકોએ જીત્યા હતા. તેઓ શિલ્પવિદ્યા નહોતા જાણતા અને એજ હેતુથી લિંગ, પત્થર અથવા સિદ્ધપીઠ વગેરે પૂજા એજ લોકોની છે કે જે અનાર્ય છે. આઠમું શિવ, કાલી, ભૈરવ વગેરેનો, વસ્ત્ર નિવાસ ઘરેણાં વગેરે બધા આર્યોથી જુદા છે. શ્મશાનમાં વાસ, હાડકાંની માલા વગેરે જે એ લોકોના— શાસ્ત્રોમાં લખ્યાં છે, તે કંઇ આર્યોના જેવાં ઉચિત નથી. આજ કારણથી શાસ્ત્રોમાં શિવનો ભૃગુ અને દક્ષ વગેરેનો વિવાદ કેટલીક જગાએ લખાયેલો છે, અને રુદ્ર ભાગ એજ હેતુથી યજ્ઞની બાહાર છે. જો કે આ પૂર્વોક્ત યુક્તિયો યુરોપીઅન વિદ્વાનોની છે. અમારો એની સાથે કંઇ પણ સબંધ નથી, પણ આ વિષય માટે પરદેશીઓ શું કહે છે, ફક્ત એજ બતલાવવાની મતલબથી અહીં લખવી પડી છે.

પશ્ચિમના યુરોપીઅન વિદ્વાનોનો એ મત છે કે, આર્ય લોકો (Aryans) જ્યારે મધ્ય એશિયામાં (Central Asia) હતા ત્યારથીજ તે લોકો વિષ્ણુનું નામ જાણે છે. ઝોરોસ્ટ્રિયન (Zorostrian) ગ્રંથ જે ઇરાની અને આર્ય શાખાઓથી જુદા થવા અગાઉ લખાયલા છે, તેમાં પણ વિષ્ણુનુ વર્ણન છે, વેદોની શરૂઆતના વખતથી લઇને પુરાણોના વખત સુધી તો આર્યગ્રંથોમાં વિષ્ણુનો મહિમા પૂરેપુરો છે, વળી તંત્ર અને આધુનિક ભાષા ગ્રંથોમાં એજ રીતે એકછત્ર વિષ્ણુના મહિમાનું રાજ્ય છે

**પાંચ પ્રકારની પ્રાચીન વૈષ્ણવતા**—પંડિતવર બાબુ રાજેન્દ્રલાલ મિત્રે વૈષ્ણવતાના યુગને પાંચ ભાગમાં વહેંચી નાંખ્યો છે. કેમકે:—૧. વેદના આદિ સમયની વૈષ્ણવતા, ૨. બ્રાહ્મણના સમયની વૈષ્ણવતા, ૩. મહર્ષિ પાણિનિ અને બીજા ઇતિહાસોના સમયની વષ્ણવતા, ૪. પુરાણોના સમયની વૈષ્ણવતા, ૫. આધુનિક સમયની વૈષ્ણવતા.

**વેદ સમયની વૈષ્ણવતા**—વેદના પ્રારંભના સમયમાં વિષ્ણુની ઇશ્વરતા કહેવામાં આવી છે. ઋગ્વેદ સંહિતામાં વિષ્ણુની ઘણી સ્તુતિઓ છે. કોઇ અમુક સ્થાનના નાયક અથવા તો કોઇ વિશેષ તત્ત્વ યા કર્મના સ્વામી તરીકે વિષ્ણુને ઓળખાવ્યા નથી, પણ સર્વેશ્વર તરીકે તેમની સ્તુતિ કરી છે. જેમકે (વેદમંત્રોના અર્થ) " વિષ્ણુ પૃથ્વીના સાતે પડમાં વ્યાપી રહેલા છે." વિષ્ણુએ જગતને પોતાનાં ત્રણ પગલાંની અંદર મૂકી દીધું."

---

વાક્ય જુઓ. આ વિષયની ખાત્રી માટે પ્રોફેસર મેક્સમૂલર લખે છે, કે, જે ઋચાના વશિષ્ઠ ઋષિ છે, તેમાંજ શિશ્નદેવા લોકોની નિંદા છે આથીજ આ વિષયમાં વશિષ્ટની સ્મૃતિ પ્રમાણને યોગ્ય છે. ઘણા લોકો એમ પણ કહે છે કે શાક્તમત નાસ્તિકોની પ્રકૃતિથીજ જગત્ માનવાવાળાઓ (Naturlists) નેચરિયોની શાખા છે. ક્રમે કરીને તેજ પ્રકૃતિને તે લોકો દેવીના આકારમાં માનવા લાગ્યા.

જગત્ તે જ વિષ્ણુના ચરણુરજથી લપેટાયલું છે." "વિષ્ણુના કર્મોને જુઓ, જે વિષ્ણુ ઇન્દ્રના સખા–મિત્ર છે." " હે ઋષિઓ! વિષ્ણુના ઉંચા પદને જુઓ, જે પદ આકાશમાં એક આંખની જેમ સ્થિર છે." "હે પણ્ડિતો! સ્તુતિ ગાઇને વિષ્ણુના ઉંચા પદને શોધો." વગેરે વગેરે. વેદના અને વેદના બ્રાહ્મણનામના વિભાગમાં આજ મંત્રોનો મોટો વિસ્તાર કર્યો છે. વળી હજીસુધી યજ્ઞ, હોમ, શ્રાદ્ધ, આદિ બધા કર્મોમાં આ મંત્ર ભણવામાં આવે છે. એવી જ રીતે બીજા સ્થાનોમાં વિષ્ણુ ભગવાનને જગતના રક્ષક તરીકે તથા સ્વર્ગ અને પૃથ્વીને બતાવનારા અને સૂર્ય અને અંધારાને ઉત્પન્ન કરનારા તરીકે ઓળખાવ્યા છે. આ મંત્રોમાં વિષ્ણુના વિષયમાં સ્વરૂપનો પરિચય એટલોજ મળે છે કે, એ વિષ્ણુએ પોતાના ૩ ત્રણ પગલાથી જગતને વ્યાપ્ત કરી રાખ્યું છે. યાસ્કાચાર્યે નિરુક્તમાં પોતાનાથી પહેલાં થઈ ગયેલા બે ઋષિઓનો મત આ મંત્રના અર્થમાં લખ્યો છે. જેમ શાક્યમુનિ લખે છે કે પૃથ્વી ઉપર અગ્નિ એ ઇશ્વરનું રૂપ છે, વાદળામાં વિજળી અને આકાશમાં સૂર્ય એ પણ ઇશ્વરનાં રૂપો છે. (કોઈ જમાનામાં સૂર્યની પૂજા સમગ્ર પૃથ્વીમાં થતી હતી એમ અનુમાન થઈ શકે છે. હજુસુધી બધી ભાષાઓમાં એક કહેવત મશહુર છે કે "ઉગતા સૂર્યને બધા પૂજે છે") સૂર્યના ઉદય, મધ્ય અને અસ્ત: એ ત્રણ અવસ્થાને ત્રણ પદ તરીકે (અરુણભાવ નામના ઋષિ) માને છે. દુર્ગાચાર્ય પોતાની ટીકામાં એજ મતને પુષ્ટિ આપે છે. સાયનાચાર્ય વિષ્ણુના માનવાવતારપરત્વે એ મંત્રને લગાવે છે. પરંતુ યજ્ઞ અને આદિત્ય જ વિષ્ણુ છે એ વાત તો ઘણા લોકોએ એકમત તરીકે સ્વીકારી છે ખેર, તે સમયે સૂર્યના જ બીજા નામ તરીકે વિષ્ણુ ગવાયા કે પોતે વિષ્ણુદેવ આદિત્યમાં જુદા બીરાજે છે એ ઝઘડો અહીં કરવો નથી. આ બધી વાતો લખવાનો અમારો આશય એટલો જ છે. અત્યંત પ્રાચીન સમયથી વિષ્ણુ અમારા દેવતા છે. અગ્નિ, વાયુ, સૂર્ય; એ ત્રણ વિષ્ણુનાં જ રૂપ છે અને બ્રહ્મા, શિવ અને વિષ્ણુ એ ત્રણ દેવો એથી થયા છે.

**બ્રાહ્મણ નામના વેદવિભાગના સમયમાં** વિષ્ણુનું માહાત્મ્ય સૂર્યથી જૂદું કહીને વિસ્તારરૂપ વર્ણવેલું છે અને શતપથ ઐતરેય તથા તૈત્તિરીય બ્રાહ્મણમાં વિષ્ણુને દેવતાઓના દ્વારપાલ તથા દેવતાઓ માટે જગતનું રાજ્ય રક્ષણ કરનારા વગેરે કહીને લખવામાં આવ્યું છે.

**ઇતિહાસસમયની વૈષ્ણવતા**—ઇતિહાસ ગ્રંથોમાં રામાયણ—મહાભારતમાં તો વિષ્ણુનો મહિમા સ્પષ્ટ જ છે. વળી ઇતિહાસના ગ્રંથોના સમયમાં તો પૃથ્વી ઉપર વિષ્ણુના અવતારો માનવામાં આવ્યા છે એ વાત ખુલ્લી છે. મહર્ષિ પાણિનિના સમય કરતાં ઘણાં પ્રાચીન કાલથી કૃષ્ણાવતાર, કૃષ્ણપૂજા તથા કૃષ્ણભક્તિ પ્રચલિત હતી એ એ મહર્ષિના વ્યાકરણસૂત્રથી જ સાબીત થાય છે. "યથા જીવિકાર્થે ચાપણ્યે વાસુદેવ: કૃષ્ણં નમેચ્ચેત્ સુખં યાયાત્, વાસુદેવે ભક્તિરસ્ય વાસુદેવક: તેમજ પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ અને સુભદ્રા વગેરે નામો પાણિનિ ઋષિએ લખ્યાં છે. તેથી જ સિદ્ધ થાય છે. એ સમય કરતાં ઘણા પહેલાંના સમયથી શ્રીકૃષ્ણાવતારની કથા ભારતવર્ષમાં ફેલાઇ ગઇ હતી. યુનાનીયોના ઉદય પહેલાં પાણિનિનો સમય બધા માને છે. વિદ્વાનોનો એવો મત છે કે અનુક્રમે પૂજાના નિયમો પણ બદલાયા છે. જેમકે પહેલાં યજ્ઞનાં આહુતિઓ અપાતી હતી, પછી બલિદાન તથા અષ્ટાંગપૂજા આદિ યોજાયાં, છેવટે દેવ વિષેનું જ્ઞાન વૃદ્ધિ પામતાં બધાં પૂજનો કરતાં દેવની ભક્તિ સર્વથી શ્રેષ્ઠ માનવામાં આવી છે.

**પુરાણોના સમયમાં વૈષ્ણવમત**—તો વિધિપૂર્વક બરોબર ફેલાયલો હતો એ બધા જાણે છે જ. વૈષ્ણવ પુરાણોની વાત શા માટે ? શાક્ત અને શૈવ પુરાણોમાં પણ શિવ કે શક્તિ વગેરે દેવદેવીઓની સ્તુતિ તેમને વિષ્ણુથી સંપૂર્ણ જુદા ગણીને કરી શકયા નથી. હાલમાં જે વૈષ્ણવમત માનવામાં આવે છે, તેના ઘણાખરા નિયમો પુરાણોના સમયથી અને તે પછીના તંત્રોના સમયથી ચાલેલા છે. વરાહ, રામ, લક્ષ્મણ અને વાસુદેવની મૂર્તિઓ બે હજાર વર્ષથી પણ જૂની મળેલી છે, તેમજ તે મૂર્તિઓ પર ખોદાયલું છે કે એ મૂર્તિઓની સ્થાપના કરનારાઓનો વંશ ભાગવત અર્થાત્ વૈષ્ણવ હતો. રાજતરંગિણી નામનો ગ્રંથ જોવાથી સ્પષ્ટ માલૂમ પડશે કે રામકેશવ આદિની મૂર્તિઓની પૂજા ઘણા સમયથી પ્રચલિત છે. તેથી વૈષ્ણવમત નવીન કે પ્રાચીન એ ઝઘડામાં ન પડતાં અહીં થોડું અદલબદલ થવાનું કારણ શું છે તેનું નિરૂપણ કરીએ છીએ.

**પરમતત્ત્વની શોધનો ક્રમવિકાસ**—આ વાત તો મનુષ્યના સ્વભાવમાં જ છે કે, જ્યારે તે કોઇ વાત ઉપર પ્રવૃત્તિ કરે છે ત્યારે તેની ઉન્નતિ કરતો રહે છે તે ત્યાંસુધી કે જ્યાંસુધી એ વિષયમાં છેક છેલ્લે સુધી તે પહોંચતો નથી ત્યાંસુધી તેને સંતોષ થતો નથી. સૂર્યને માનવા તરફ જ્યારે મનુષ્યોની પ્રવૃત્તિ થઇ ત્યારે એ વિષયને પણ એ લોકો સૂક્ષ્મ દૃષ્ટિથી જ જોતા ગયા. પહેલાં તો લોકો કર્મમાર્ગમાં ફસાયા. અનેક દેવીદેવોને પૂજવા લાગ્યા. પણ બુદ્ધિનો એક સ્વભાવસિદ્ધ ધર્મ છે કે, જેમ જેમ ઉજ્જવલ થતી જાય છે, તેમ તેમ તે પોતાના વિષયને પણ ઉજ્જવલ બનાવતી જાય છે. થોડી બુદ્ધિ વધતાં જ આ વિચાર ચિત્તમાં ઉત્પન્ન થાય છે આટલા દેવીદેવતા આ અનંત સૃષ્ટિના નિયામક બની શકે નહિ. આ મહાસૃષ્ટિનો કર્તા કોઇ વિશેષ શક્તિસંપન્ન ઇશ્વર છે. આવો નિશ્ચય કર્યા પછી તે ઇશ્વરનું સ્વરૂપ જાણવાની મરજી થાય છે. મતલબ કે માણસ કર્મકાણ્ડમાંથી જ્ઞાનકાંડમાં આવે છે. જ્ઞાનકાંડમાં વિચાર કરતાં કરતાં સંગતિરુચિ અનુસાર માણસ નિરીશ્વરવાદી (ઇશ્વિર નહિ માનનારો નાસ્તિક) અથવા તો ઉપાસના કરતો આસ્તિક બની તેમાં પ્રવૃત્ત થાય છે. એ ઉપાસના છોડીને નિરાકારની તરફ રૂચિ કરે છે પણ ઉપાસના કરતાં કરતાં જ્યારે ભક્ત પ્રબલ થાય છે ત્યારે તે પોતાના નિરાકાર ઉપાસ્યને એ ભક્ત સાકાર કહેવા મંડી પડે છે. મોટા મોટા નિરાકારવાદીઓએ પણ સ્તુતિ સમયે એવો પ્રયોગ કરેલો છે કેઃ—" હે પ્રભો ! દર્શન આપો. આપના ચરણકમલોને અમારા મસ્તક પર સ્થાન દો. આપની અમૃતમય વાણી શ્રવણ કરાવો." એવી જ રીતે પૃથ્વીવાસીઓને સહુથી પહેલાં સૂર્ય બધાથી વિશેષ આશ્ચર્ય અને ગુણકારી વસ્તુરૂપે જણાયો, પછી તેમાં દેવબુદ્ધિ થઇ. દેવબુદ્ધિ થયાથી આધિભૌતિક સૂર્યમંડળમાં એક આધિદૈવિક નારાયણ માન્યા. પછી છેવટે કહેવામાં આવ્યું કે નારાયણ એક સૂર્યમાંજ નથી, સર્વત્ર છે, અને અનંતકોટિ સૂર્ય ચંદ્ર તારા એનાજ પ્રકાશથી પ્રકાશિત છે. અર્થાત્ આધ્યાત્મિક નારાયણની ઉપાસનામાં લોકોની પ્રવૃત્તિ થઇ.

**વૈષ્ણવ મતને બધા અનુસરે છે !**—આ કારણોથીજ વૈષ્ણવમતની પ્રવૃત્તિ ભારત વર્ષમાં સ્વભાવસિદ્ધ છે. સારા જગતમાં ઉપાસનામાર્ગજ મુખ્ય ધર્મમાર્ગ માનવામાં આવે છે. ક્રિશ્ચિયન, મુસલમાન બ્રહ્મોસમાજ બૌદ્ધ; એ બધાને ત્યાં ઉપાસનાજ તથા તપ આદિ શુભ કર્મો મુખ્ય હોવાથી એ મત સ્માર્ત મત જેવા કહી શકાય. ક્રિશ્ચિયન, બ્રહ્મોસમાજ, મુસલ-

માન વગેરે ધર્મોમાં ભક્તિની મુખ્યતા હોવાથી એ લોકો વૈષ્ણવ મતના સિદ્ધાંત જેવા સિદ્ધાંતવાળા કહી શકાય. ઇજીલમાં (બાયબલમાં) વૈષ્ણવોનાં ગ્રંથો પરથી ઘણાખરા વિષયો લીધા છે અને ઇસુખ્રિસ્તના જીવનચરિત્રમાં શ્રીકૃષ્ણના ચરિત્રો જેવા ચરિત્રો લખી નાંખ્યા છે. આ વાત અમે એક જુદા નિબંધમાં ( " ઇસુખ્રિસ્ત કે ઇશ કૃષ્ણ ? " એ નામના ) સવિસ્તાર લખી છે. જો ક્રિશ્ચિયન લોકો પણ વૈષ્ણવ મત જેવો જ નવો ઉભો કરી ચુક્યા છે એ વાત સિદ્ધ થાય છે તો મુસલમાનો કે જેઓ ક્રિશ્ચિયન મતની પાછળ ચાલનારા છે તે નવું ક્યાંથી લાવવાના હતા ? ( અર્થાત્ દુનિયાના ધર્મો વૈષ્ણવમતના સિદ્ધાંતો ચોરીને સ્થપાયલા છે ) બધા મતો વૈષ્ણવ મતનેજ અનુસરનારા છે.

અતિપ્રાચીનકાળમાં ધ્રુવ, પ્રલ્હાદાદિ વૈષ્ણવો અને મધ્યકાલના પરીક્ષિદાદિ તેમજ આધુનિકકાલના વૈષ્ણવોના આચાર, વિચાર, ખાન, પાન, ઐક્ય છે કે નહિ તેનો નિર્ણય થઇ શકે તેમ નથી. વૈષ્ણવાચાર અનાદિકાલથી જેમનો તેમ અવિચ્છિન્ન રીતે ચાલ્યો આવે છે કે તેમાં કાંઇ ફેરફાર થયા છે, તેના ઐતિહાસિક પ્રમાણથી મલી આવતા નથી. પ્રાચીન વૈષ્ણવો પણ આધુનિકોની પેઠે કંઠીતિલક મુદ્રા ધારણ કરતા હતા અને માંસાદિ વસ્તુઓનો ઉપયોગ કરતા હતા કે નહિ તે કહી શકાય નહિ.* આધુનિકોમાં જે ધર્મરુચિ જોવામાં આવે જે, તે ઉપરથી ચોકખું જાણી શકાય છે કે થોડા વખત પહેલાં વૈષ્ણવોમાં ખાનપાનની છુટમાં ઘણા ફેરફારો થયા છે. યદ્યપિ અનેક આચાર્યોએ માનવજાતિમાં સમાનતા લાવવા અને ખાનપાનાદિ લોકોમાં ઐક્ય સ્થાપવા માટેજ પોતાના મતનો પ્રચાર કર્યો, પણ તેઓ ફાવી શક્યા નહિ. કારણકે સ્માર્તમત અને બ્રાહ્મણોની તેમાં વિશેષ હાનિ હોવાથી તેઓએ તે માર્ગમાં અટકાયત કરી. અને તેથીજ વૈષ્ણવોમાં સ્પર્શાસ્પર્શને વિચાર ઘણો વધી ગયો છે. અમારા ધારવા મુજબ આ પ્રથા બહુદેવોપાસકો પ્રત્યે તિરસ્કાર બતાવવા માટેજ પ્રચલિત થઇ હશે, પણ હવે તો આ રિવાજની હદ ઘણીજ વધી ગઇ છે. તે અહીં સુધી કે એક સંપ્રદાયના વૈષ્ણવો બીજા સંપ્રદાયના વૈષ્ણવોનો પોતાના મંદિરોમાં અને ખાનપાનમાં એકસાથે બેસાડવામાં એ સંકોચ કરે છે. અને તેથી 'સાત કનૌજિયા નવ ચૂલા' આ લોકોક્તિ ચરિતાર્થ થાય છે, પણ આ લક્ષણ તેમની અવનતિનું છે. આધુનિક સમયમાં તો વૈષ્ણવી સંપ્રદાયોની ઉન્નતિ તેમના બાહ્ય વ્યવહારો અને આડંબરોમાં ન્યૂનતા થવાથીજ થઇ શકે. અને તેથી ઐક્ય પણ થાય. આ સમયમાં લોકો તેજ મતને અનુસરે છે કે જેમાં દેહકષ્ટ ઓછું હોય. વૈષ્ણવધર્મ ભારતવર્ષનો સ્વાભાવિકધર્મ છે, તેથી લોકો તેને અનુસરે છે, તથાપિ તેમાં અનેક સંસ્કારો થવાની ઘણીજ જરૂર છે. સૌથી પ્રથમ તો આચાર્યો પોતાનો રજોગુણી અને તમોગુણી સ્વભાવનો ત્યાગ કરે ત્યારે આગળ ઉન્નતિની વાત કરી શકાય. વૃદ્ધોથીજ તેમના શીલ, સંકોચથી ધમ નભી રહ્યાં છે. વીશ પચીશ વર્ષ પછી કાંઇ પણ રહેવાનું નથી. ગુરુઓનું ચરિત્ર એવું આદર્શ હોવું જોઇએ કે જેથી શ્રદ્ધા ઉત્પન્ન થાય અને વૈષ્ણવો આકર્ષાય. અને વળી કિંબહુના પૂર્ણપુરુષોત્તમ નંદનંદન શ્રીકૃષ્ણનો કેલિકથાયુક્ત અતિ રહસ્ય વર્ણનો પણ ઓછા પ્રમાણ લોકમાં ગવાય, તેનો ભાર એકાન્તિક ભકતોપર મૂકાય. અને લોકમાં સપ્રમાણ શ્રીકૃષ્ણની રહસ્ય લીલાનું વર્ણન પ્રસિદ્ધ થાય. તેવા ચરિત્રો વિશદ વ્યાખ્યા કરીને સમજાવાય.

* કંઠીતિલક અને મુદ્રા વગેરે વૈષ્ણવ ચિન્હ અનાદિકાલથી જેમના તેમજ ઉતરી આવે છે.

રાસ એટલે શું? ગોપીઓ કોણ છે? આ સર્વ (શ્રુતિસંમત હોવા છતાં લોકોમાં ભ્રમ ફેલાયો છે તે દૂર કરવા) સપ્રમાણ પ્રતિપાદન કરવું જોઇએ. અમે તો આટલી હદ સુધી ડરતા ડરતા જીભ દાબીને પણ કહેવાની હિંમત કરીએ છીએ કે સ્ત્રીઓમાં સ્નાન વ્રત વગેરેના નિયમો પણ શરીરને કષ્ટદાયક ન થાય તેવાજ હોવા જોઇએ. સંપ્રદાયના સંસ્થાપક આચાર્યોએ જે ઉત્તમ આદર્શદ્વારા આત્મસુખનો ત્યાગ કરીને ભક્તિસુધાવડે જનસમૂહને આપ્લાવિત કર્યો તેજ આદર્શો સામે રાખીને કાર્ય કરવું જોઇએ. બાહ્ય આડંબરોને છોડીને કેવલ આન્તરિક ઉન્નત પ્રેમમયી ભક્તિનોજ પ્રચાર કરવો રહ્યો. આથી જોઇ શકશો કે દશેદિશાઓમાંથી હરિનામનો કેવો સુંદર ધ્વનિ આવે છે અને વિધર્મીઓ શિર નમાવે છે કે નહિ? અને સિખ, કબીરપંથી વગેરે અનેક પંથોના હિન્દુઓ પણ વેર મૂકીને પોતાની મેળે આ ઉન્નત સમાજમાં મળે છે કે નહિ?

કદાચ કોઇ કહેશે કે વૈષ્ણવમતનેજ હિન્દુસ્થાનનો સ્વાભાવિક ધર્મ શામાટે કહો છો? તો અમે તેને કહીશું કે વૈષ્ણવમતજ ભારતવર્ષનો મુખ્ય ધર્મ છે, અને તે ભારતીયોનાં લોહી અને અસ્થિઓમાં પણ મળી ગયો છે. આના અનેક પ્રમાણો અનુક્રમે સાંભળો. પ્રથમ તો કબીર, દાદૂ, સિખ, બાઉલ વગેરે જેટલા પંથો છે, તે સર્વે વૈષ્ણવોનીજ શાખા-પ્રશાખાઓ છે. અને સંપૂર્ણ ભારતવર્ષ તે શાખાઓથીજ આચ્છાદિત છે. બીજું, અવતાર અન્ય કોઇ દેવદેવીનો નથી. કોઇએ આવો ઉપકાર (દસ્યુદલન વગેરે) કર્યો નથી. ત્રીજું, હિન્દુઓમાં નામ પણ વિષ્ણુનાજ મુકાય છે. સ્ત્રી હોય કે પુરુષ દરેકના નામ ઘણું કરીને વિષ્ણુ સંબંધીજ હોય છે. કૃષ્ણભટ્ટ, રામસિંહ, ગોપાલદાસ, હરિદાસ, રામપાલ, રાધા, લક્ષ્મી, રુક્મિણી, ગોપી, જાનકી વગેરે. જેને વિશ્વાસ ન હોય તેણે કલેકટરના દફતરમાંથી મનુષ્યગણનાના કાગળો કઢાવીને જોઇ લેવા, અથવા પોસ્ટ ઓફીસના કવરની મુલાકાત લેવી. લગભગ અર્ધા જગતમાં વિષ્ણુસંબંધી નામો છે. ચોથું, કાવ્યનાટક વગેરે (સંસ્કૃત કે ભાષામાં) જુઓ રઘુવંશ, માઘ, રામાયણ વગેરે ગ્રંથો વિષ્ણુનું ચરિત્ર ગાય છે. આવા ગ્રંથો ઘણા છે. પાંચમું, પુરાણોમાં ભારત, ભાગવત, વાલ્મીકિ રામાયણ વગેરે ઘણા પ્રસિદ્ધ છે. આ ત્રણે ગ્રંથો વૈષ્ણવમતના છે. છઠ્ઠું, વ્રતોમાં મુખ્ય એકાદશી છે, આ વૈષ્ણવ-વ્રત છે. બીજા જેટલા વ્રતો છે, તે સર્વમાં અર્ધા વૈષ્ણવવ્રત છે. સાતમું, ભારતવર્ષમાં જેટલા મેળા ભરાય છે, તેમાંથી અર્ધાથી વધારે વિષ્ણુલીલા, વિષ્ણુપર્વ કે વિષ્ણુતીર્થોના નિમિત્તેજ ભરાય છે. આઠમું, તહેવારોની પણ આજ સ્થિતિ છે; હોલી જેવા સાધારણ તહેવારોમાં પણ વિષ્ણુચરિત્રજ ગવાય છે. નવમું, ગીત, છંદ વગેરેમાં ચૌદ આના વિષ્ણુ-પરત્વે છે, અને બેઆની અન્ય દેવતાપરત્વે હોય છે. દશમું, તીર્થો પણ વિષ્ણુસંબંધી ઘણા છે. અગ્યારમું, નદીઓમાં ગંગાયમુના મુખ્ય છે, અને તે પણ વિષ્ણુનો સંબંધ હોવાથી મુખ્ય છે. બારમું, ગયાજીમાં દરેક હિન્દુને પિંડદાન કરવાની ફરજ છે, ત્યાં પણ વિષ્ણુપદ છે. તેરમું, મરણ પછી શબને શ્મશાનમાં લઈ જતાં રામનામ સત્ય હૈ (રામ બોલો ભાઇ રામ) કહેવાય છે. અને અંતે શુદ્ધશ્રાદ્ધમાં પ્રેતમુક્તિપ્રદોभव વગેરે વાક્યોવડે વિષ્ણુનુંજ સ્મરણ અને પૂજન થાય છે. કિંબહુના પિતૃસ્વરૂપી જનાર્દનજ કહેવાય છે. ચૌદમું, નાટક અને તમાશામાં રામલીલા રાસલીલાજ મુખ્ય છે. પંદરમું, ઘણાએ વૈદિક-ગ્રંથનો આરંભ અને અન્ત 'हरिः ॐ' શબ્દથીજ થાય છે. સોળમું, સંકલ્પનો આરંભ

विष्णुर्विष्णुर्विष्णुः થાય છે. સત્તરમું, આચમનમાં કેશવ, નારાયણ, માધવ વગેરે નામો આવે છે. અઢારમું, શુદ્ધિમાં यः स्मरेत् पुण्डरीकाक्षं કહેવું પડે છે. ઓગણીશમું, પોપટને પણ રામરામ શીખવાડે છે. વીશમું, જો કોઈ પોતાનું વૃત્તાંત કહે તો તે પણ રામકહાણીજ કહેવાય છે. એકવીશમું, નાના છોકરાઓને બાલગોપાલ કહે છે. બાવીશમું, પ્રેસમાં રામાયણ અને ભાગવત વગેરે ગ્રંથો જેટલા પ્રમાણમાં છપાય છે તેટલા પ્રમાણમાં અન્ય દેવતાઓના ચરિત્રો છપાતા નથી કે વંચાતાં પણ નથી. ત્રેવીશમું, આર્યોના શિષ્ટાચારમાં રામરામ, જયશ્રીકૃષ્ણ, જયગોપાલ, વગેરે શબ્દો વપરાય છે. ચોવીશમાં, જો બ્રાહ્મણ ન મળે તો વૈષ્ણવ વૈરાગીને ભોજન કરાવે છે અને પગે લાગે છે. પચીશમું, ચંદ્ર વિષ્ણુનો સાળો હોવાથી બધા તેને ચાંદામામા કહે છે. છવીશમું, પ્રત્યેક ગૃહસ્થના ઘરમાં તુલસી અને મહાવિષ્ણુ હોય છે. સત્તાવીશમું, ગંગાજીના ઘાટ ઉપર તથા બીજા જાહેર સ્થલોમાં રામાયણ ભાગવતનીજ કથાઓ થાય છે. અઠ્ઠાવીશમું, નગરોના નામ પણ રામપુર, ગોવિન્દગઢ, રઘુનાથપુર, ગોપાલપુર વગેરે હોય છે. ઓગણત્રીશમું, મીઠાઇમાં, ગોવિંદવડી, મોહનભોગ વગેરે નામ છે. ત્રીશમું, સૂર્યવંશી અને ચંદ્રવંશી ક્ષત્રિયો શ્રીરામ અને શ્રીકૃષ્ણના વંશજો હોવાનું અભિમાન ધરાવે છે. એકત્રીશમું, બ્રાહ્મણો પણ ब्राह्मणो मामकी तनुः વાક્ય કહીને પોતાની પૂજ્યતા સાબીત કરે છે. બત્રીશમું, ઔષધિઓને રામબાણ ઉપમા આપે છે. નારાયણચૂર્ણ વગેરેના નામ પણ રાખે છે. તેત્રીશમું, કાર્તિક સ્નાનમાં રાધાદામોદરનું પૂજન સર્વત્ર થાય છે. ચોત્રીશમું, તારકમંત્ર શ્રીરામનામજ છે. પાંત્રીશમું, કોઇ પણ સંગ્રહસ્થાનમાં જઇને જુઓ, જેટલા ચિત્રો વિષ્ણુના મળશે તેટલા અન્યના નહિ. છત્રીશમું, બાર માસના દેવતા વિષ્ણુના છે, એવા અનેક પ્રમાણો છે. વિષ્ણુથી સંબંધ ધરાવતા પદાર્થોના નામ ક્યાં સુધી ગણી શકાય ? વિષ્ણુપદ=આકાશ, વિષ્ણુરાત=પરીક્ષિત્, રામદાના, રામધેનુ, રામજીકીગૈયા, રામફલ, સીતાફલ, રામતોરઇ, શ્રીફળ, હરિગીતિ, રામકલી, રામગિરિ, રામચંદન, રામગા, હરિચંદન, હરિસિંગાર, હરિકેલા, હરિનેત્ર (કમળ), હરિકેલી (બંગાળ), હરિપ્રિયા, (રક્તચંદન), હરિવાસર (એકાદશી), હરિબીજ, હરિવર્ષખંડ, કૃષ્ણકલી, કૃષ્ણકંદ, કૃષ્ણકાન્તા, રામઉ, સીલાબદલી, સીતાકુંડ, સીતામઢી, સીતાનું રસોડું, હરિપર્વત, રામગઢ, રામનગર, રામઠી, હરિપદા, નારાયણી, કનૈયા વગેરે. નગર, નદી, નદપર્વત, ફલફૂલ આદિના સેંકડો નામ છે. जले विष्णुः स्थले विष्णुः સર્વત્ર વિષ્ણુજ છે. જો આગ્રહ મૂકી દઇને જુઓ તો જાણી શકશો કે વિષ્ણુ અને ભારતવર્ષનો કેટલો સંબંધ છે, પછી અમારી વાત સમજાશે. **ભારતવર્ષનો સ્વાભાવિક ધર્મ વૈષ્ણવજ છે.**

વૈષ્ણવોને નિવેદન કરવાનું કે આપનો મત કેવી દૃઢભિત્તિપર છે અને કેવા સાર્વજનીન ઉદારત્વથી પરિપૂર્ણ છે, એ તો આપ સારી પેઠે સમજ્યા છો, તમારે પણ તેવીજ દૃઢતા ધારણ કરીને તેનું અનુસરણ કરવું જોઇએ. જે ભાવથી આજે હિન્દુધર્મ ચાલે છે, તે ભાવ ભવિષ્યમાં રહેશે નહિ. હવે આપણા શરીરનું બલ ઓછું થઈ ગયું છે, વિદેશી શિક્ષાથી મનોવૃત્તિ બદલાઇ ગઈ છે, જીવિકા અને ધનોપાર્જનમાં પાંચ છ કલાક પરસેવો વહેવરાવવો પડે છે. કલકત્તા, લાહોર, મુંબઈ, શિમલા સુધી દોડવું પડે છે. સિવિલસર્વિસ, બેરિસ્ટરી, એન્જીનીયરી, ડાકટરી વગેરેની પરીક્ષાઓ આપવા વિલાયત જવું પડે છે, અને આ બધું કર્યા વિના ચાલે તેમ નથી. કેમકે ક્રિશ્ચિયન, મુસલમાન, પારસી વગેરેજ અમલ-

દ્વારા થયા કરે છે, આપણે દિનપર દિન હીન દશામાં મુકાઇએ છીએ. જો ખાવાનેજ નહિ મલે તો ધર્મ કયાંથી રહેશે? આથી જીવમાત્રનો સહજ ધર્મ ઉદરપૂરણ તરફ પણ ધ્યાન દેવાની જરૂર છે. પરસ્પર દ્વેષભાવનો ત્યાગ કરો. શૈવશાક્ત, શિખ, જૈન ગમે તે ધર્મનો હોય પ્રત્યેકની સાથે બેસો. ઉપાસના હૃદયની વસ્તુ છે, તેને આર્યક્ષેત્રમાં ફેલાવાની કાંઇ પણ જરૂર નથી. વૈષ્ણવ, શૈવ, બ્રહ્મોસમાજી આર્યસમાજી બધા જુદી જુદી પાતળી દોરીઓ જેવા છે, અને આથીજ ઐશ્વર્યરૂપી મદમસ્ત હાથીને તેઓ બાંધી શકતા નથી. આ બધી દોરીઓને મેળવીને એક મોટું દોરડું બનાવો, અને તેવડે આ હાથીને બાંધવાથી તે દિગંતમાં દોડતો રોકાશે. અર્થાત્ હવે તે સમય નથી, હવે મહા ઘોર કલિકાલ આવ્યો છે, ચારે બાજુએ આગ લાગી છે. દરિદ્રતારૂપી અગ્નિ દેશને બાળી નાખે છે, જે જગ્યાઓ અંગ્રેજોથી બચી જાય છે, તે જગ્યાઓ મુસલમાન વગેરે વિધર્મીઓથી પૂરાય છે. આવક વાણિજ્યની નહતી, નોકરીની હતી, અને તે પણ આ પ્રકારે ધીમે ધીમે ચાલી. હવે કામ શી રીતે ચાલી શકે? કદાચિત્ બ્રાહ્મણો અને મોટાઓ કહેશે કે અમને શું? અમને તો મફતનું મલે છે. અમે કહીશું કે તમનેજ રડવું પડશે. જે કરાળ કાલ આવી રહ્યા છે તેને આંખ ઉઘાડીને જુઓ. થોડા દિવસ પછી તમને માનનારા કવચિત મળશે. હવે બધાએ એકત્ર થવું જોઇએ. હિન્દુનામધારી વેદથી લઇને તંત્ર અને ભાષાંથ પર્યન્તના માનના બધા એકત્ર થઇને પરમધર્મ આર્યજાતિનું ઐક્યજ માનો. આજ ધર્મ છે. અંદર તમે ગમે તેવા ભાવ ધરાવી શકો છો. તમારા ભાવને અનુસરીને ઉપાસના કરો પણ ઉપરથી બધા એક થાઓ. ધર્મસંબંધી ઉપાધિઓને છોડીને સ્વાભાવિક ધર્મની ઉન્નતિ કરો.

---